


# श्रीमद्भगवद्गीता

= સરળ ગુજરાતી પદ્યાત્મક ટીકા સહિત =



પ્રકાશકઃ—

મોતીરામ બાપુજી પુરોહિત

નદીસર [ વાયા ટીંબારોડ ]



સં. ૧૯૮૪ ઇ. સ. ૧૯૨૭



મૂલ્ય

કાચું પુઠું રૂ. ૧. પાકું રૂ. ૧।.

પ્રથમાવૃત્તિ

પ્રત ૧૦૦૦





પ્રકાશક: મોતીરામ બાપુજી પુરોહિત
નદીસર (વાયા ટીંબારોડ)

મુદ્રક: રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદી

મુદ્રણસ્થાન: સરસ્વતી પ્રીન્ટીંગ પ્રેસ,
ભટવાડી પોળ પાસે ઉમરેઠ.





**गेयं गीता नाम सहस्रं ध्येयं श्रीपति रुपमजस्त्रम्।**
**नेयं सज्जन संगे चित्तं देयं दीन जनाय च वित्तम्।**
**भज गोविंदं भज गोविंदं गोविंदं भज मूढ मते॥**

ભાવાર્થ—સંસારમાં જન્મ મરણના ચક્રમાંથી મુકત થઇ પરમ પુરૂષ સચ્ચિદાનંદ સ્વરૂપને પ્રાપ્ત થવા માટે ગીતાનું તથા સહસ્ર નામનું ગાન કરવું ઉપયુક્ત છે. વારંવાર લક્ષ્મીપતિના રૂપનું ચિન્તવન કરવું યોગ્ય છે; સજ્જનોના સંગમાં ચિત્ત પરોવવું યોગ્ય છે; અને દીન જનોને વિત્ત આપવું યોગ્ય છે; માટે હે મૂઢમતિ ! અન્ય થા વૃથા ફાંફાં મારવાં મૂકી દઇ ગોવિંદને ભજ ગોવિંદને ભજ ગોવિંદને ભજ.

શ્રી શંકરાચાર્ય કૃત 'ચર્પટ પંજરિકામાંથી'

॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

# પ્રસ્તાવના

**यस्माज्जातं जगत्सर्वं यस्मिन्नेव विलीयते ।**
**येनेदं धार्यते चैव तस्मै विश्वात्मने नमः ॥ १ ॥**

શંકર

જે થકી વિશ્વજ નીપજે, જેમાં લીનજ થાય;
ધારણું જેણે રાખીયુ, લાગું તેને પાય.

સર્વ દેશો કરતાં આપણા દેશમાં પ્રાચીનકાળથી ધર્મના વિચાર મનુષ્ય જીંદગીમાં પ્રાધાન્યતા ભોગવે છે. આપણા ધર્મનો મુળ ગ્રંથ વેદ છે તેમાં કર્મ ઉપાસના ને જ્ઞાન એ ત્રણ વિષયો છે. ઉપનિષદોમાં કેવળ જ્ઞાનનુંજ વર્ણન છે. કૌરવ તથા પાંડવો ના યુદ્ધના આરંભ વખતે સ્વજનોને જોઈ વિષાદ (વિરાગ) પામેલા બુદ્ધિમાન અર્જુનનો મોહ ટાળવા માટે શ્રી કૃષ્ણ પરમાત્માએ સર્વે ઉપનિષદોના સત્ય સારરૂપ તત્વજ્ઞાનનો બોધ કર્યો જેથી અર્જુનનો મોહ નષ્ટ થઈ પરમપદની પ્રાપ્તિ થઈ. આ અદ્વિતીય [illegible]

શ્રીવ્યાસ ભગવાને પ્રશ્નોત્તરરૂપે સાતસેં શ્લોકમાં રચી મહા-ભારતની ગ્રંથ રચનામાં ગુંથીને **શ્રીમદ્ ભગવદ્ગીતા** નામથી પ્રસિદ્ધ કર્યો છે.

આ ગીતા શાસ્ત્ર વેદ સમાન છે. આમાં પણ જ્ઞાન, ભકિત, અને વૈરાગ્ય ઈત્યાદિ વિષયો સાથે આત્મ જ્ઞાન છે બ્રહ્મજ્ઞાન જેવું અપાર સુખ દુનિયાના કોઇ પણ પદાર્થમાં નથી તે જ્ઞાન અધિકારી જનોને આ ગીતામાંથી મળે છે. જ્ઞાનામૃત વડે જીવને દુઃખાદિક બંધનોથી મુકત કરી જીવ ભાવનો નાશ કરાવી. બ્રહ્મભાવ પ્રગટાવી–પરમ પુરૂષાર્થની પ્રાપ્તિ કરાવી પરમાનંદમાં નિમગ્ન કરી કૃતાર્થ કરવો એજ આ ગ્રંથનું ધ્યેય છે. એવા ઉત્તમ ફળની પ્રાપ્તિ માટે વિવેકી જનોએ સતત્ અધ્યયન કરવું જોઇએ ગીતા શાસ્ત્ર કર્મ કરતાં છતાં યોગ વડે જ્ઞાન સંપાદન કરાવી શકે છે. અર્જુનને યુદ્ધ કરતાં કરતાં બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ શ્રીકૃષ્ણચંદ્ર આપે છે. એનું રહસ્ય એજ છે કે ગમે તે વર્ણના સ્ત્રી પુરૂષો પોતાનું કર્મ કરતાં છતાં આ ગ્રંથમાં આવેલા વિષ-યોનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરે તો કાળે કરી અર્જુન સદૃશ ફળ પ્રાપ્ત કરે એ નિઃસંદેહ વાત છે.

સારથી રૂપ શ્રીકૃષ્ણ કે જે પ્રેરણા કરનાર બ્રહ્મ સ્વરૂપે ( સાક્ષી રૂપ ) મનુષ્યના હૃદયમાં વિરાજે છે. સંગ્રામમાં સજ્જ થએલા યોદ્ધાઓ તેમની જુદી જુદી વૃત્તિયો છે. યુદ્ધને અંતે અર્જુનને શ્રીકૃષ્ણની મદદથી જય મળે છે. એટલે કે આત્મ પ્રેરણા પ્રમાણે વર્ત્તવાથી ઐહિક દુઃખો નાશ પામે છે અને અંતે વાસના ક્ષય થઈ બ્રહ્મ અગ્નિ વડે હૃદય શુદ્ધ થઈ પરમાત્મ દર્શન થઇ જીવ કૃતાર્થ થાય છે.

સાધારણ ગુજરાતી ભાષાના અક્ષર જ્ઞાનવાળા જનો પણ આ ગ્રંથદ્વારા અપૂર્વ જ્ઞાનનો લાભ લઇ તેના નિત્ય-પાઠથી આ બ્રહ્મવિદ્યા કંઠસ્થ કરી શકે એવી રીતે સરળ પદ્ય ભાષામાં પ્રગટ કરવામાં આવ્યો છે જેથી હું આશા રાખું છું કે સર્વ સુજ્ઞજનો તેનો યથાશકિત લાભ લઇ ઇચ્છિત ફળ પ્રાપ્ત કરવા પ્રયાસ કરશે. એવી શ્રીપ્રેરક પ્રભુ પ્રત્યે મારી પ્રાર્થના છે અને તેથીજ આ ગ્રંથ સર્વના આધાર રૂપ સચ્ચિદાનંદ સ્વરૂપ પૂર્ણ બ્રહ્મને અર્પણ કરી હું કૃત કૃત્ય થાઉં છું. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ

**મોતીરામ બાપુજી પુરોહિત**

મુ. પોસ્ટ **નદીસર**

વાયા ટીંબારોડ.



# અનુક્રમાણુકા.



ઈતિ અનુક્રમણિકા.

# अथ श्रीमद्भगवद्गीताध्यानादि

श्रीगणेशाय नमः ॥ श्रीगोपालकृष्णाय नमः ॥

ॐ अस्य श्रीमद्भगवद्गीतामालामंत्रस्य भगवान्वेदव्यास ऋषिः ॥ अनुष्टुप् छंदः ॥ श्रीकृष्णः परमात्मा देवता ॥ अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे इति बीजम् ॥ सर्वधर्मान्परित्यज्य मामेकं शरणंव्रजेति शक्तिः ॥ अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच इति कीलकम् ॥

ૐ આ શ્રીમદ્ ભગવદ્ ગીતારૂપી માળામાં આવેલાં ભગવદ્ વચનોરૂપી મંત્રોના **ઋષિ** એટલે દ્રષ્ટા અર્થાત જોનાર કે સંગ્રહ કરનાર ભગવાન **વેદવ્યાસ છે. છંદ અનુષ્ટુપ છે.** મંત્રના **દેવતા** એટલે મંત્રમાં જેગાનું વર્ણન કરવામાં આવ્યું છે તે **શ્રીકૃષ્ણ પરમાત્મા છે. "શોક કરવા યોગ્ય નહિ તેનો તું શોક કરે છે અને પંડિતાઇના શબ્દો બોલે છે."** એ વચન ગીતામંત્રનું **બીજ** એટલે ગીતાનો આરંભ થવાનું મુખ્ય કારણ છે **"સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને એક મારે શરણે આવ"** આ વચન ગીતા મંત્રની **શક્તિ** એટલે ફળ મેળવવાનું સામર્થ્ય છે. **"હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ તું શોક કર નહિ."** આ ગીતા મંત્રની **કીલક** એટલે ખીલી અથવા કુંચી છે.

## ન્યાસ વિષે સમજણ

દેવપુજા જપ ઇત્યાદિ કાર્ય કરતા પહેલાં શરીરનાં જુદાં જુદાં અંગોમાં મંત્રોનું આવાહન કરી પોતે સ્થુલ શરીરનો અહુંભાવ તજી મંત્રરૂપ બનવું જોઇએ તે ક્રિયાને ન્યાસ કહે છે. તેના બે વિભાગ છે. **કરન્યાસ, અંગન્યાસ** એ ન્યાસ નિચેના વિધિ અને ક્રમ પ્રમાણે કરવા.

## करन्यासनो विधि

**नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावक इति अंगुष्ठाभ्यां नमः**

અર્થાત—આત્માને શસ્ત્રો છેદી શકતાં નથી અને અગ્નિ બાળી શકતો નથી. આ મંત્ર ભણીને બન્ને હાથના અંગુઠાના મૂળથી અગ્ર એટલે આંગળીઓના છેડા સુધી બેઉ હાથના અંગુઠા પાસેની ( તર્જની ) આંગળીઓ લઇ જઇ પ્રણામ કરવા.

**न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुत इति तर्जनीभ्यां नमः ॥**

અર્થાત—" આત્માને પાણી ભીનો કરી શકતું નથી. તથા પવન આત્માને શોષી શકતો નથી. " આ મંત્ર ભણીને હાથની બન્ને તર્જનીઓ ( અંગુઠા પાસેની આંગળીઓ ) ના મૂળથી અગ્ર સુધી બેઉ હાથના અંગુઠા લઈ જઈ પ્રણામ કરવા.

**अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव चेति मध्यमाभ्यां नमः**

અર્થાત—" આ આત્મા કપાય નહિ તેવો, બળાય નહિ તેવો, ભીંજવી શકાય નહિ તેવો, અને સુકવી શકાય

નહિ તેવો છે.” આ મંત્ર ભણી બેઉ હાથની વચલી આંગળી-ઓને બેઉ હાથના અંગુઠા વડે સ્પર્શ કરી પ્રણામ કરવા.

**नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातन इति अनामिकाभ्यां नमः**

અર્થાત—“આત્મા નિત્ય, સર્વવ્યાપી, સ્થિર, અચળ અને સનાતન છે.” આ મંત્ર ભણીને બેઉ હાથની અના-મિકાઓ (ટચલી આંગળીની પાસેની આંગળીઓ) ને બેઉ હાથના અંગુઠા વડે સ્પર્શ કરી તેને પ્રણામ કરવા.

**पश्य मे पार्थ रुपाणि शतशोऽथ सहस्रश इति कनिष्ठिकाभ्यां नमः**

અર્થાત—હે પાર્થ! મારાં સેંકડો અને હજારો રૂપોને તું જો.” આ મંત્ર ભણી બન્ને હાથની ટચલી આંગળીઓને બેઉ હાથના અંગુઠા વડે સ્પર્શ કરીને તેને પ્રણામ કરવા.

**नाना विधानि दिव्यानि नाना वर्णाकृतीनि चेति करतलकर-पृष्ठाभ्यां नमः**

અર્થાત—“મારાં રૂપ અનેક પ્રકારનાં, દિવ્ય તથા અનેક વર્ણ અને આકારનાં છે.” આ મંત્ર ભણી બન્ને હાથની હથેળીઓને તથા પાછલા ભાગોનો સ્પર્શ કરીને તેને પ્રણામ કરવા.

## अंगन्यासनो विधि

**नैन छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावक इति हृदयाय नमः**

અર્થાત—“એને આત્માને શસ્ત્રો છેદી શકતાં નથી અને અગ્નિ બાળી શકતો નથી.” આ મંત્ર ભણીને બેઉ

હાથના અગ્ર ભાગ એટલે આંગળીઓના છેડાઓથી હૃદયને સ્પર્શ કરી પ્રણામ કરવા.

**न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुत इति शिरसे स्वाहा ॥**

અર્થાત—"એને પાણી ભીનો કરી શકતું નથી અને પવન સુકાવી શકતો નથી." આ મંત્ર ભણી બેઉ હાથના અગ્ર ભાગ વડે મસ્તકને સ્પર્શ કરવો.

**अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव चेति शिखायै वषट ॥**

અર્થાત—"આ આત્મા છેદી શકાય નહિ તેવો બાળી શકાય નહિ તેવો, ભીંજવી શકાય નહિ તેવો અને સુકવી શકાય નહિ તેવો છે." આ મંત્ર ભણી બેઉ હાથના અગ્ર ભાગ વડે ચોટલીને સ્પર્શ કરવો.

**नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातन इति कवचाय हुम् ॥**

અર્થાત્—આ આત્મા નિત્ય, સર્વવ્યાપી, સ્થિર, અચળ અને સનાતન છે. આ મંત્ર ભણીને બન્ને હથેળીઓ બન્ને ખભાને અડાડી અદબ વાળીએ તેમ કરવું આથી કવચ પહેર્યાની ભાવના થાય છે.

**पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रश इति नेत्रत्रयाय वौषट्॥**

અર્થાત 'હે પાર્થ ! મારાં સેંકડો અને હજારો રૂપોને તું જો" આ મંત્ર ભણીને બે હાથના અગ્રભાગ વડે બન્ને ચક્ષુઓને તથા બન્ને ભ્રમરો વચ્ચેના ત્રીજા ગુપ્ત જ્ઞાનચક્ષુને સ્પર્શ કરવો.

नाना विधानि दिव्यानि नानावर्णाकृतीनि चेति इति अस्त्रायफट्॥

અર્થાત "મારાં રૂપ અનેક પ્રકારનાં દિવ્ય તથા અનેક વર્ણ અને આકારનાં છે." આ મંત્ર ભણીને જમણા હાથને માથા ઉપર ફેરવીને તેના વતી ડાબા હાથની હથેળીમાં તાળી વગાડવી.

श्रीकृष्ण प्रीत्यर्थे पाठे विनियोगः ॥

શ્રી કૃષ્ણ પરમાત્માની પ્રીતિને અર્થેજ આ પાઠનો વિનિયોગ વિશેષ ઉપયોગી છે.




ॐ पार्थाय प्रतिबोधितां भगवता नारायणेन स्वयं ।
व्यासेन ग्रथितां पुराणमुनिना मध्ये महाभारतम् ॥
अद्वैतामृतवर्षिणीं भगवतीमष्टादशाध्यायिनी
मवं त्वामनुसंदधामि भगवद्गीते भवद्वेषिणीम् ॥१॥

## ધ્યાન પ્રારંભ

### શાર્દુલવિક્રીડિત.

બોધેલી અરજુનને સ્વમુખથી શ્રી કૃષ્ણ નારાયણે
વેદ વ્યાસ પુરાણ પુંજકૃતિયે ગુંથી મહાભારતે

અદ્વૈતામૃત વર્ષતી ભગવતી અષ્ટાદશા ધ્યાયિની
શ્રી ગીતા ધરૂ ધ્યાન, છે તું ભવની ભીતિબધીનાશિની ૧

नमोऽस्तु ते व्यास विशालबुद्धे फुल्लारविंदायतपत्रनेत्र ॥
येन त्वया भारततैलपूर्णः प्रज्वालितो ज्ञानमयः प्रदीपः ॥२॥

## ઉપજાતિ.

ખીલેલ પદ્મો સમ નેત્રવાળા, નમું હું તે વ્યાસ સુબુદ્ધિવાળા
જેણે પૂરી ભારતરૂપ તેલ, પ્રકટાવ્યો ગીતા જ્ઞાન પ્રદીપ. ૨

प्रपन्नपारिजाताय तोत्रवेत्रैकपाणये ॥
ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः ॥३॥

## અનુષ્ટુપ.

કલ્પવૃક્ષ સમા પોતે ધાર્યો ચાબુક હાથમાં
ગીતા અમૃત દો'નારા જ્ઞાન મુદ્રા પ્રભૂ નમૂં ૩

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदनः ॥
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥४॥

સર્વોપનિષદો ગાયો દોનારા નંદ નંદન
અર્જુન વત્સ એ પિએ ગીતા અમૃત દુધને ૪

वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् ॥
देवकीपरमानंदं कृष्णं वंदे जगद्गुरुम् ॥५॥

વાસુદેવ તણા સુત કંસ ચાણુર નાશક
દેવકીને હર્ષદાતા કૃષ્ણ વિશ્વ ગુરૂ નમૂં   ૫

भीष्मद्रोणतटा जयद्रथजला गांधारनीलोत्पला
शल्यग्राहवती कृपेण वहनी कर्णेन वेलाकुला ॥
अश्वत्थामविकर्णघोरमकरा दुर्योधनावर्तिनी
सोत्तीर्णा खलु पांडवै रणनदी कैवर्तकः केशवः ॥६॥

### સ્ત્રગ્ધરા

કીનારો દ્રોણ ભીષ્મ, જયદ્રથ જળને, નીલપાણો શકૂની,
શલ્યેથી ઝૂંડવાળી, કૃપરૂપ વહને, કર્ણની લ્હેરવાળી
અશ્વત્થામા વિકર્ણ, ભયદ મગરની, ધૂમ્ર દુર્યોધને જે
પાન્ડૂ પુત્રો તર્યા એ, યુધરૂપ નદીને, કૃષ્ણ કેરે સુકાને. ૬

पाराशर्यवचः सरोजममलं गीतार्थगंधोत्कटं
नानाख्यानककेसरं हरिकथासंबोधनाबोधितम् ॥
लोके सज्जनषट्पदैरहरहः पेपीयमानं मुदा
भूयाद्भारतपंकजं कलिमलप्रध्वंसि नः श्रेयसे ॥७॥

### શાર્દૂલવિક્રીડિત

વાણી વ્યાસ સુગંધ કેસર સમી ગીતા સુબુદ્ધિ ભરી,
ખીલી કૃષ્ણ કથામૃતે રસભરી આનંદ રેલાવતી

જેનું પાન કરે અલિ–સુજન જે ટાળે કલિ પાપને
ભારત પદ્મ વ્યાસ–વાણિ સરનું, આપે સુકલ્યાણને. ૭

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ॥
यत्कृपा तमहं वंदे परमानंदमाधवम् ॥८॥

## અનુષ્ટુપ

મૂગા વાચાળ થાયે છે ઓળંઘે અપગા ગિરી
એવા કૃપાળુ હે દેવ! પરમાનંદને નમૂં. ૮

यं ब्रह्मावरुणेंद्ररुद्रमरुतः स्तुन्वंति दिव्यैः स्तवैर्वेदैः
सांगपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः ॥
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यंति यं योगिनो
यस्यांतं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥९॥

॥ इति ध्यानम् ॥

## શાર્દુલવિક્રીડિત

બ્રહ્મા રૂદ્ર વરૂણ વાયુ શચિએ સ્તોત્રે સ્તુતિ ગાય છે
ગાનારા મુનિ સામના પદક્રમે વેદાંગથી ધ્યાય છે
ધ્યાને મગ્ન બનેલ યોગી મનથી નેહેથી નિર્ખ્યા કરે
પામ્યા પાર નહિ સુરો અસુરએ વંદૂ વિભૂ હ્રી કરે. ૯

## ધ્યાન સંપૂર્ણ



यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

॥ ॐ तत्सत्परब्रह्मणे नमः ॥

# ॥ श्रीमद्भगवद्गीता ॥




## ॥ अथ प्रथमोऽध्यायः ॥

धृतराष्ट्र उवाच ॥

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।
मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय ॥१॥

संजय उवाच ॥

दृष्ट्वा तु पांडवानीकं व्यूढं दुर्योधनस्तदा ।
आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥२॥
पश्यैतां पांडुपुत्राणामाचार्य महतीं चमूम् ।
व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥३॥
अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ।
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥ ४ ॥
धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ।
पुरुजित्कुंतिभोजश्च शैब्यश्च नरपुंगवः ॥ ५ ॥
युधामन्युश्च विक्रांत उत्तमौजाश्च वीर्यवान् ।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥६॥

## ધૃતરાષ્ટ્ર કહે છે.

ધર્મભૂમિ કુરૂક્ષેત્રમાં, મળી યુદ્ધ ઇછિનાર,
સંજય શું કરતા હતા, મુજ સુત, પાંડુ કુમાર ॥ ૧ ॥

## સંજય કહે છે.

૧ વ્યૂઢ સૈન્ય પાંડવ તણું, દેખી દુર્યોધન,
ગુરૂ પાસે જઈ તે સમે, બોલ્યો રાય વચન ॥ ૨ ॥

જુઓ ગુરૂ પાંડવ તણી, સેના મોટી એહ,
રચેલ દ્રુપદ સુતેજ, તમ શિષ્ય ચતુર છે જેહ ॥ ૩ ॥

એમાં શૂરા, યુધ વિશે, અર્જુન ભીમ સમાન,
મહાધનુષી, મહારથ દ્રુપદ, વિરાટ ને યુયુધાન ॥ ૪ ॥

ધૃષ્ટકેતુ ને ચેકિતાન, બલીષ્ઠ કાશીરાજ,
પુરૂજિતકુંતીભોજ, નરશ્રેષ્ટ શૈબ્ય મહારાજ ॥ ૫ ॥

યુધામન્યુ પરાક્રમી, ઉત્તમૌજા બળવાન,
દ્રૌપદિ સુત, અભિમન્યુ, એ સર્વ મહારથિ જાણ ॥ ૬ ॥

---

૧ વ્યુહ રચનાએ ગોઠવેલું.

अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम
नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते ७॥

भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः।
अश्वत्थामा विकर्णश्च सौमदत्तिस्तथैव च॥८॥

अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः।
नानाशस्त्रप्रहरणाः सर्वेयुद्धविशारदाः॥९॥

अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम्।
पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम्॥१०॥

अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ।
भीष्ममेवाभिरक्षंतु भवंतः सर्व एव हि॥११॥

तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः।
सिंहनादं विनद्योच्चैः शंखंदध्मौ प्रतापवान् १२

ततः शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः।
सहसैवाभ्यहन्यंत स शब्दस्तुमुलोऽभवत् १३

ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यंदने स्थितौ ।
माधवःपांडवश्चैव दिव्यौशंखौ प्रदध्मतुः १४

[૨]દ્વિજવર જાણો તે હવે, શ્રેષ્ઠ આપણા જેહ,
મુજ સેનાપતિ, આપને જણાવવા કહું તેહ ૭.

આપ ભીષ્મને કર્ણ વળી, કૃપરણજીતજ જેમ,
વિકર્ણ ને ભૂરિશ્રવા, અશ્વત્થામા તેમ ૮.

બીજા પણ શૂરા ઘણા, મુજાર્થ જીવ ત્યજનાર,
યુધમાં સર્વે કુશળ છે, [૩]વિવિધ શસ્ત્ર ધરનાર ૯.

પણ એ રક્ષિત ભીષ્મથી, બળ આપણું અસમર્થ,
ભીમે રક્ષિત એમનું, આ બળ દિસે સમર્થ ૧૦.

માટે સૌ [૪]માર્ગોવિશે, વિભાગથી થઇ [૫]સ્થીત,
આપ બધા ચોમેરથી રક્ષોભીષ્મ ખચીત ૧૧.

પછિ બળિ, વૃધ્ધ પિતામહે, કરતાં તેને રાજિ,
સિંહનાદ કરિને પછી, શંખ વગાડ્યા ગાજિ ૧૨.

[૬]આનક, [૭]ગોમુખ, [૮]પણવને, શંખો [૯]ભેરીજેહ,
તરતજ વાગ્યાં તે પછી, શબ્દ થયો મહા તેહ ૧૩.

[૧૦]શ્વેત [૧૧]અશ્વવાલા મહત રથમાં સ્થિત પછીસાર,
કૃષ્ણાર્જુને બજાવિયા, દિવ્ય શંખ નિરધાર ૧૪.

---

૨ બ્રાહ્મણમાં શ્રેષ્ટ. ૩ નાના પ્રકારનાં. ૪ વ્યુહમાં જવાના માર્ગ
૫ ઉભેલા. ૬, ૭, ૮, ૯, વાજાંનાં નામ. ૧૦ સફેત. ૧૧ ઘોડા.

पांचजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ।
पौंड्रं दध्मौ महाशंखं भीमकर्मा वृकोदरः १५

अनंतविजयं राजा कुंतीपुत्रो युधिष्ठिरः ।
नकुलः, सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥ १६

काश्यश्च परमेष्वासः शिखंडी च महारथः ।
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः १७

द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवी पते ।
सौभद्रश्च महाबाहुः शंखान्दध्मुः पृथक्पृथक् १८

स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ।
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् १९

अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पांडवः ॥ २० ॥

हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।

अर्जुन उवाच ॥

सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत २१

[૧૨]પાંચજન્યતો માધવે, [૧૩]દેવદત્ત પાર્થેજ,
[૧૪]મહાપૌંડ્રબજાવીયો, [૧૫]ઘોરકર્મિભીમેજ ૧૫.
કુંતિપુત્ર યુધિષ્ઠિરે [૧૬]અનંત વીજય સાર,
[૧૭]સુઘોષ [૧૮]મણિપુષ્પક બન્ને, માદ્રિસુતે નિરધાર ૧૬.
વલિ [૧૯]અપરાજીત, સાત્યકી, ધૃષ્ટધુમ્ન, [૨૦]મત્સ્યેશ,
શિખંડી મહારથ, મહાધનુષી કાશિનરેશ ૧૭.
અભિમન્યુ મહાબાહુ વળિ, દ્રુપદ, દ્રૌપદીતન્ન,
સૌએ શંખ બજાવિયા, જુદા જુદા રાજન્ન ૧૮.
ભેદ્યાં તુજ સુતનાં હૃદય, મહાન શબ્દે તેજ,
[૧]પ્રતિધ્વનીથી પૂરતાં, [૨]નભપૃથ્વીનેસેજ ૧૯.
પછી [૩]કપિધ્વજ અર્જુને [૪]વ્યવસ્થીત તુજ તંન,
જોઈ શસ્ત્ર ચાલૂ થિયે, ધનુષ ઉગામી રાજન્ન ૨૦.
[૫]હૃષીકેશને તે સમે, કહ્યું આમ મહિપાલ,

## અર્જુન કહે છે

બંને સૈન્યના મધ્યમાં, રથ રાખો ગોપાલ ૨૧

---

૧૨ વિષ્ણુનો શંખ. ૧૩ અરજુનનો. ૧૪ ભીમસેનનો શંખ. ૧૫ ભયંકર. ૧૬ યુધિષ્ટિરનો શંખ. ૧૭ નકુળનો શંખ. ૧૮ સહદેવનો શંખ. ૧૯ શત્રુએ નહિ જીતેલ. ૨૦ મત્સ્ય દેશનો રાજા વિરાટ.

૧ પડઘો. ૨ આકાશ. ૩ જેની ધ્વજામાં હનુમાનનું ચિન્હ છે. ૪ યુધના ઉદ્યોગ માટે ઉભેલા. ૫ કૃષ્ણ.

यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान्
कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे ॥ २२

योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः २३

संजय उवाच ॥

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्येस्थापयित्वा रथोत्तमम् २४

भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति २५

तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ।
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा ॥२६॥

श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयो रपि ।
तान्समीक्ष्य स कौंतेयः सर्वान्बंधूनवस्थितान् ॥ २७ ॥

कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत् ।

જ્યાં લગિ જોઉં એહજે, [૬]યુદ્ધેચ્છૂસ્થિત, નાથ,
મારે આયુધને વિશે, વઢવું કેની સાથ ૨૨.

વળી દુર્યોધન દુષ્ટનું, યુધમાં પ્રિય ઇચ્છનાર,
જે આ અહીં આવેલ છે, દેખું તે લડનાર ૨૩

**સંજય કહે છે.**

[૭]ગુડાકેશથી એ રીતે, સુણિને પુરૂષોત્તમ,
બંને સૈન્યના મધ્યમાં, રથ રાખી ઉત્તમ ૨૪

સર્વ રાયની પાસ વળી, ભીષ્મ દ્રોણ સન્મૂખ.
બોલ્યા જો તું પાર્થ આ, મળેલ, [૮]કૌરવમૂખ ૨૫

ત્યાં સ્થિત દીઠા અર્જુને, વડીલ ગુરૂ નિરધાર,
કાકા મામા ભાઇ વળી પૌત્ર સખા સુત સાર ૨૬

[૯]શ્વસુર ને [૧૦]સુહૃદોજ પણ, બંને સૈન્યનીમાંય,
સર્વ બંધુને જોઈ સ્થિત, કુંતી સુત તે ત્યાંય ૨૭

પરં દયાથી યુકત થઈ, વદ્યો શોચતાં એમ,

૬ યુદ્ધની ઇચ્છાવાલા. ૭ અરજુન. ૮ કૌરવોમાં મુખ્ય. ૯ સસરા.
૧૦ મિત્ર.

अर्जुन उवाच ॥

दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् २८

सीदंति मम गात्राणि मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥२९॥

गांडीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ३०

निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ३१

न कांक्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च ।
किं नो राज्येन गोविंद किं भोगैर्जीवितेन वा ॥ ३२ ॥

येषामर्थे कांक्षितं नो राज्यं भोगाः सुखानि च ।
त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ॥३३॥

आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः ।
मातुलाः श्वशुराः पौत्राः श्यालाः संबंधिनस्तथा ॥३४॥

## અરજુન કહે છે.

જોઈકૃષ્ણ આ [1]સ્વજનને, યુદ્ધેચ્છૂ સ્થિત જેમ ૨૮

મુજ [2]ગાત્રો કલેશાય છે, મુખ મુજ બહુ સૂકાય,
કંપ શરીરે થાય છે, ખડા રોમ મુજ થાય ૨૯

ગાંડીવ પડે છે હસ્તથિ, [3]ત્વચા બળે નિરધાર,
ઉભી હું શકતો નથી, મુજ મન ભ્રમેજ સાર ૩૦

વળી કેશવ હું જોઉં છું, [4]નિમિત્ત ઉલટાં જોય,
તેથી રણમાં બંધુ હણી, દેખું નહિં કંઇ [5]શ્રેય ૩૧

વિજય કૃષ્ણ, ઈછતો નથી તેમ સૂખ નહિ રાજ,
રાજ્ય ભોગ જિવિતે કરી, શું અમને મહારાજ ૩૨

જેને માટે ઇચ્છિયે, ભોગ સૂખ ને રાજ,
તે તો તજી ધન પ્રાણને, આ ઉભા રણમાંજ ૩૩

કાકા, ગુરૂ, પુત્રો તથા શ્વશૂર મામા સાર;
શ્યાલા, પૌત્ર, પિતામહો, સંબંધી નિરધાર. ૩૪

---

૧ સગા. ૨ અવયવ. ૩ ચામડી. ૪ ચિન્હ. ૫ કલ્યાણ.

एतान्न हंतुमिच्छामि घ्नतोऽपि मधुसूदन ।
अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ॥ ३५ ॥

निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन ।
पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥ ३६ ॥

तस्मान्नार्हा वयं हंतुं धार्तराष्ट्रान्स्वबांधवान् ।
स्वजनंहिकथंहत्वा सुखिनःस्याम माधव ३७

यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः ।
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ३८

कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।
कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥३९॥

कुलक्षये प्रणश्यंति कुलधर्माः सनातनाः ।
धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥४०॥

अधर्माभिभवात्कृष्ण प्रदुष्यंति कुलस्त्रियः ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥४१॥

ન ઇચ્છું હણુવા એમને, મુજને મારે તોય,
રાજ્ય [૬]ત્રિલોકી માટ પણ, [૭]ભૂ અર્થે કિમ સોય ૩૫

વળી કૌરવને મારિશું, અમને લાભ જણાય,
એ [૮]આતતાઇને હણિ, પાપજ અમનેથાય ૩૬

માટે બાંધવને અમે, હણવાને નહિં યોગ્ય,
સ્વજનોને માધવ હણી, થઇયે કિમ સુખ જોગ્ય ૩૭

જો હણાયલા લોભથી, દેખે નહિં કંઇ એહ;
દોષ [૧]કુલક્ષયકૃત તથા, મિત્ર દ્રોહમાં જેહ ૩૮

પણ જનાર્દન કેમ અમે, દોષજ એ જોનાર,
નિવૃત થવા આ પાપથી, નહિં કરિયે વીચાર ૩૯

લય પામે કુલનાશથી, પુરાણ જે કુલધર્મ,
ધર્મનાશથી કુલ બધે, વ્યાપી જાય અધર્મ. ૪૦

અધર્મના જોરે કરી, કુલસ્ત્રિયો દોષાય,
કૃષ્ણ દુષ્ટ સ્ત્રીઓ વિશે, સંકર વર્ણજ થાય. ૪૧

---

૬ ત્રણ લોકનું. ૭ પૃથ્વી. ૮ બાળનાર. ઝેર દેનાર, હાથમાં શસ્ત્ર લઇ મારવા આવનાર, તથા ધન, ક્ષેત્ર અને સ્ત્રીનું હરણ કરનાર એટલા આતતાયિ કહેવાય છે. ૧ કુળના ક્ષયથી થએલ.

संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।
पतंति पितरो ह्येषां लुप्तपिंडोदक क्रियाः ॥४२॥

दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।
उत्साद्यंतेः जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥४३॥

उत्सन्न कुलधर्माणां मनुष्याणां जनार्दन ।
नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥ ४४ ॥

अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम्
यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यता : ॥४५॥

यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।
धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥४६॥

संजय उवाच ॥

एवमुक्त्वाऽर्जुनः संख्ये रथोपस्थ उपाविषत् ।
विसृज्यसशरं चापं शोकसंविग्नमानसः ॥४७॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्री कृष्णार्जुन संवादेऽर्जुनविषादयोगो नाम प्रथमोऽध्यायः

કુળ ઘાતીના વંશને સંકર નરકાર્થેજ,
ક્રિયા લુપ્ત એના પડે, પિતરોપણ નરકેજ  ૪૨
સંકર કારક દોષ જે, કુલ ઘાતીના એહ,
ડુબેજ તેથી જાતિ કુલધર્મો [૨]શાશ્વત જેહ  ૪૩
કુલધર્મોથી ભ્રષ્ટનો, વાસ નરકમાં સાર,
થાય નિત્ય હરિ, એ અમે, સાંભળીયે નિરધાર  ૪૪
અરે મોટું પાપ અમે, કરવા થયા તૈયાર,
ઊભા રાજસુખાર્થ જે, બંધૂ હણવા સાર.  ૪૫
શસ્ત્રધારી જો કૈરવો, સામે નહિ થાનાર,
શસ્ત્ર રહિત મુજને હણે, તો મુજ હિત નિરધાર ૪૬

## સંજય કહેછે.

એમ કહી રણમાં પછી, મૂકી [૩]શરને [૪]ચાપ,
બેઠો અર્જુન રથ વિષે, યુકત શોક સંતાપ  ૪૭

---

૨ હંમેશના. ૩ બાણ. ૪ ધનુષ્ય.

## ॥ अथ द्वितीयोऽध्यायः ॥



संजय उवाच ॥

तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदंतमिदं वाक्यमुवाच मधुसूदनः ॥१॥

श्रीभगवानुवाच ॥

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥२॥

क्लैब्यं मास्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥३॥

अर्जुन उवाच ॥

कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥४॥

गुरूनहत्वा हि महानुभावान्श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ।
हत्वार्थकामांस्तु गुरूनिहैव भुंजीय भोगान्रुधिरप्रदिग्धान् ५.

## સંજય કહે છે.

એમ દયાથી યુકત વળી, [૧]અશ્રુ વ્યાપ્તજ નેણ,
તે શોચંતાને કહે, મધુસૂદન આ વેણ. ૧

## શ્રી ભગવાન કહે છે.

પાર્થ થયો મોહ ક્યાંથિ આ, તુજને સંકટ માંય,
[૨]નીચજુષ્ટ, અસ્વર્ગ્ય વળી, અપયશ જેથી થાય. ૨
થા મા કાયર પાર્થ એ, ઘટે ન તુજને સાર,
મૂકી હૃદય [૩]દૌર્બલ્યને, ઊઠ શત્રુ પિડનાર. ૩

## અર્જુન કહે છે.

ભીષ્મ દ્રોણ પ્રત્યેજ હું, મધુસૂદન રણમાંય,
કેમ વઢું બાણે કરી, મુજ એ પૂજ્યમનાય ૪
અહીંજ [૪]અર્થી ગુરૂને હણી જે, હું ભોગવું ભોગ, રૂધીરથી તે,
લિંપેલ અહિં તેથી ભિક્ષાજ સારી, [૫]મહાનુભાવી ગુરૂને ન મારી ૫

---

૧ આંસુથી ભરેલા. ૨ નીચ પુરૂષે સેવેલ. ૩ દુર્બલપણું. ૪ મતલબી. ૫ મોટા પ્રભાવવાળા.

न चैतद्विद्मः कतरन्नो गरीयो यद्वा जयेम यदि वा नो जयेयुः ।
यानेव हत्वा न जिजीविषामस्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥६।
कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम्
नहि प्रपश्यामि ममापनुद्याद्य यच्छोकमुच्छोषणमिंद्रियाणाम्
अवाप्य भूमावसपत्नमृद्धं राज्यं सुराणामपि चाधिपत्यम् ॥८।

संजय उवाच ॥

एवंमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतप ।
न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णीं बभूव ह ॥ ९ ॥
तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।
सेनयोरुभयोर्मध्ये विषीदंतमिदं वचः ॥ १० ॥

श्रीभगवानुवाच ॥

अशोच्यानन्वशोचस्त्वंप्रज्ञावादांश्चभाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः ॥ ११ ॥
न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥ १२ ॥

એઓ જિતે વા અમથી જિતાય, ન જાણિયે શ્યાથિરૂડૂંજ થાય,
જેને હણીને જિવવા ન ચાહ્યે, તે કૌરવો તો [૧]પ્રમુખે ઉભાયે ૬
[૨]દૈન્યે કરી નષ્ટ સ્વભાવવાળો, હું ધર્મમાં મૂઢ પુછું દયાળો,
જે શ્રેય છે નિશ્ચિત તે કહોને, હું શિષ્યને આશ્રિત છું વદોને ૭
પામું ભુમીનું અરિવીણ રાજ, થાઉં કદી હું વળી દેવરાજ,
જોતો નથી તોય કંઇ ઉપાય, જેથી [૩]મું જેદ્રી [૪]શુષ શોક જાય ૮

## સંજય કહે છે.

હૃષીકેશને એમ વદિ, શત્રુતપ અર્જુન,
નહિ કરૂં યુધ, એમ કહિ, થયો [૫]મૂક રાજંન ૯
બોલ્યા ત્યાં પછિ કૃષ્ણ, [૬]નૃપ, હસ્તા હોયનિ તેમ,
બન્ને સૈન્યના મધ્યમાં, તે ખેદીને એમ ૧૦

## શ્રી ભગવાન કહે છે.

[૭]અશોચ્યને શોચેછ તું, બોલેછ પંડિત વાણ,
પણ પંડિત શોચે નહી, મૃત જિવતાને જાણ ૧૧
કદી નહી હું એમ નહિ, આ નૃપને તું તેમ,
એમ હવે પછિ આપણે, નહિ હોયે નહિ એમ ૧૨

---

૧ સન્મુખ. ૨ દુઃખથી થયેલ નમ્રવૃત્તિ.
૩ મારી ઇંદ્રિય. ૪ શોષણ કરનાર. ૫ મુંગો. ૬ રાજા ધૃતરાષ્ટનું સંબોધન છે. ૭ શોચ ન કરવા લાયક

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।
तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ १३ ॥

मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥ १४ ॥

यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥ १५ ॥

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोंऽतस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥ १६ ॥

अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥ १७ ॥

अंतवंत इमे देहा नित्यस्योक्ताःशरीरिणः ।
अनाशिनोऽप्रमेयस्यतस्माद्युध्यस्व भारत ॥ १८ ॥

य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतोनायंहंति न हन्यते ॥ १९ ॥

આ [1]વપુમાં જિવને [2]શિશૂ, [3]યુવા [4]જરાવય હોય,
તેમ પ્રાપ્તિ દેહ [5]અન્યનિ, નહીં ધીર ત્યાં મોય ૧૩

શીત ઉષ્ણ સુખ દુઃખને, [6]વૃત્તિસ્પર્શ દેનાર,
આવે, જાય, [7]અનિત્ય તે, સાંખી લે તું સાર ૧૪

સુખ દુખ [8]સમ ગણુનાર જે, ધીર પુરૂષને એહ,
કરે નહીં [9]નરવર [10]વ્યથા, પામે [11]મોક્ષજ તેહ ૧૫

[12]ભાવ [13]અસતનો તોય નહિ, [15]સતનો નહીં [14]અભાવ,
જાણ્યો નિર્ણય એ તણો, [16]તત્વવિદોયેં સાવ ૧૬

તે અવિનાશી જાણ, સૌ, વ્યાપ્યું જેણે આય,
કરવા લય [17]અવ્યય તણો, સમર્થ નહિ કો થાય ૧૭

[18]અપ્રમેય અવિનાશી નિત, આત્મા તેના દેહ,
નાશવંત કહેવાય આ, તું યુધ કર માટેહ ॥ ૧૮ ॥

જે એને હણુનાર વળિ, હણેલ, માને જેહ,
તે બન્ને જાણે નહીં, હણે હણાય ન એહ ॥ ૧૯ ॥

---

૧ શરીર. ૨ શિશુવય બાલ્યાવસ્થા. ૩ યુવા વય–યુવાન અવસ્થાં ૪ જરાવય–ઘડપણ. ૫ બીજા. ૬ ઈંદ્રિયોની વૃત્તિનો વિષયની સાથે સંબંધ. ૭ અસ્થિર. ૮ સમાન. ૯ નરમાં શ્રેષ્ઠ. ૧૦ પીડા. ૧૧ જન્મ–મરણથી છુટી બ્રહ્માનંદની પ્રાપ્તિ. ૧૨ ત્રણે કાળમાં હોવાપણું. ૧૩ જગદાદિ પ્રપંચ. ૧૪ આત્મા. ૧૫ નાશ. ૧૬ આત્મતત્વને જાણુનાર. ૧૭ નાશરહિત. ૧૮ વેદાંતમાં કહેલાં પ્રત્યક્ષાદિ ૭ પ્રમાણે કરીને પણ પ્રમાણ કરવાને અશકય.

न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे २०।

वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हंति कम् ॥ २१ ॥

वासांसि जीर्णानि यथा विहाय नवानी गृह्णाति नरोऽपराणि।
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही २२

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयंत्यापो न शोपयति मारुतः ॥ २३ ॥

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥ २४ ॥

अव्यक्तोऽयमचिंत्योऽयमविकार्योऽयमुच्यते ।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥ २५ ॥

अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।
तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥ २६ ॥

આ જન્મતો વા મરતો નથી આ, કદી થઇને ન બને ફરી આ,
અજન્મ આ નિત્ય, પુરાણુ, શાશ્વત, હણે શરીરે ન હણાય આ સત

અવ્યય નિત્ય અનાશિ [1]અજ. જાણે આને જેહ,
અર્જુન કે'ને કઈ રિતે, હણે હણાવે તેહ. ૨૧

વસ્ત્રો જુનાં મૂકિ નરોજ જેમ, બીજાં ધરે વસ્ત્ર નવીન તેમ,
શરીર જુનાં ત્યજિ જીવ એહ, બીજાં ધરે દેહ નવીન જેહ ૨૨

છેદે એને શસ્ત્ર નહિ, અગ્નિ નહિ બાળેહ,
વાયુ તો શોષે નહીં, જળ પણ નહિ સાડેહ ૨૩

એજ [2]અદાહ્ય [3]અશોષ્ય વળિ, [4]સ્થાણુ ને [5]અકલેદ્ય,
નિત્ય, [6]સર્વગત અચલ છે, એ [7]સનાતન [8]અછેદ્ય ૨૪

વળિ [9]અવ્યકત [10]અચિંત્ય એ, [11]અવિકાર્યજ કહેવાય,
એવું જાણી, શોચ તું કરવા યોગ્ય ન થાય ૨૫

જો એને નિત જન્મતો, મરતો માને તોય,
મહા બાહુ એ શોચતું, કરવા યોગ્ય ન હોય. ॥ ૨૬ ॥

---

૧ જન્મરહિત ૨ દહન થવા અશક્ય. ૩ શોષણ થવા અશકય. ૪ એકજ રૂપે રહેનાર. ૫ પીડા કરવા અશકય. ૬ સર્વ વ્યાપક. ૭ પુરાણુ ૮ છેદવા અશકય, ૯ ચક્ષુઆદિ ઇંદ્રિયોથી જણાય નહિ એવો. ૧૦ મનથી પણ ચિંતવા અશકય ૧૧ વિકાર કરવા અશકય.

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ २७ ॥

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानिभारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना॥ ॥ २८ ॥

आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः ।
आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् २९॥

देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥ ३० ॥

स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि ।
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते॥ ३१ ॥

यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।
सुखिनः क्षत्रियाः पार्थलभंते युद्धमीदृशम ॥ ३२ ॥

अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।
ततःस्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥ ३३ ॥

अकीर्तिं चापि भूतानि कथयिष्यंति तेऽव्ययाम् ।
संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥ ३४ ॥

મરણ ખચિત જન્મેલને, મૃતને જન્મ ખચીત,
ન ટળે એમાં શોચ તું, કરવા નહિજ ઉચીત  ૨૭

[૧]અવ્યકતાદી [૨]ભુત છે[૩]વ્યકત [૪]મધ્યમાં જાણ,
અંતે પણ અવ્યક્ત છે, દુખ તેમાં શું માન  ૨૮

આશ્ચર્યવત્ કોઈ જુવેજ એને, આશ્ચર્યવત્ તેમજ કો કેહને,
આશ્ચર્યવત્ કોઇ શુણેજ એને, જાણે વળી નહિ શુણિ કોઇ તેને

આત્મા નિત્ય [૫]અવધ્યએ, સર્વ કિયે વધ દેહ,
માટે સઉનો શોચ તું, કરવા યોગ્ય ન એહ  ૩૦

સ્વધર્મને પણ જોઇને, તું ન કંપવા જોગ,
ક્ષત્રીને યુધથી બિજો, નથી શ્રેયનો યોગ  ૩૧

દૈવેચ્છાથી પ્રાપ્ત વળિ, સ્વર્ગ દ્વારરૂપ એહ,
યુધને પામે ક્ષત્રિયો, સુખિયા હોયે જેહ  ૩૨

હવે ધર્મરૂપ યુધ્ધ આ, જો તું નહીં કરીશ,
તો પછી સ્વધર્મ કીર્તિને, ખોઇ પાપ પામીશ  ૩૩

તુજ અવ્યય અપકીર્તિને, ગાશે લોક હમેશ,
અપયશ બહુ માનેલને, મરણ થકી વીશેષ  ૩૪

---

૧. નથી જણાતી માટે અવ્યક્ત એટલે પ્રકૃતિ છે આદિ જેનો એવા. ૨ શરીર. ૩ જણાય એવા. ૪ સ્થિતિ કાળમાં. ૧૯ ૫ વધ કરવા અશક્ય.

भयाद्रणादुपरतं मंस्यंते त्वां महारथाः ।
येषां च त्वं बहुमतो भूत्वायास्यसि लाघवम् ॥ ३५ ॥

अवाच्यवादांश्च बहुन्वदिष्यंति तवाहिताः
निंदतस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥ ३६ ॥

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥ ३७ ॥

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवंपापमवाप्स्यसि ॥ ३८ ॥

एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगेत्विमां शृणु ।
बुद्ध्या युक्तो ययापार्थ कर्मबंधं प्रहास्यसि ॥ ३९ ॥

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्यधर्मस्य त्रायतेमहतो भयात् ॥ ४० ॥

व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन ।
बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥ ४१ ॥

મહારથિ તુજને માનશે, ભયથી રણુ નિવૃત્ત,
જેમાં બહુમત થઇ હવે, લઘુતા પામીશ સત્ત ૩૫

[1]અવાચ્ય કહેશે બહુ વચન, તુજ શત્રુ વણુબીક,
સામર્થ્યજ તુજ નિંદતાં, શું દુઃખ તેથી અધીક ૩૬

પામીશ સ્વર્ગ હણાઇને, ભોગવીશ [2]મહિ જીતિ,
માટે અર્જુન ઉઠ તું, કરી નિશ્ચય યુધ રીતિ ૩૭

સુખ દુખ જય ને અજય વળિ, લાભ અલાભજ જેહ,
સમ ગણિ કર યુધ તું પછી, પાપ ન પામીશ એહ ૩૮

એ બુદ્ધિ કહિ [3]સાંખ્યમાં, શુણુ [4]યોગે આ જુક્ત,
થઇશ, જેણે યુક્ત તું, કર્મ બંધથી મુક્ત ૩૯

એમાં નહી આરંભનો, નાશ પાપ નહિ સાર,
તારે મોટા ભય થકી, એનો સ્વલ્પાચાર ૪૦

નિશ્ચયવાળી એક છે, એમાં બુધ્ધિ સાર,
નિશ્ચય વિનાના જનતણિ, બુધ્ધિયોનો નહિ પાર ૪૧

---

૧ નાહ કહેવાય એવા. ૨ પૃથ્વી. ૩ કપિલ મહામુનિએ પ્રતિપાદન કરેલ શાસ્ત્ર. ૪ મહામુનિ પતંજલિએ પ્રતિપાદન કરેલ શાસ્ત્ર.

यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥ ४२ ॥

कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषवहुलां भोगैश्वर्यगतिं प्रति ॥ ४३ ॥

भोगैश्वर्यप्रसक्ताना तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिःसमाधौ न विधीयते ॥ ४४ ॥

त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्योभवार्जुन ।
निर्द्वंद्वो नित्यसत्वस्थोनिर्योगक्षेम आत्मवान् ॥ ४५ ॥

यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।
तावान्सर्वेषुवेदेषु ब्राह्मणस्य विजानतः ॥ ४६ ॥

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ ४७ ॥

योगस्थः कुरु कर्माणि संग त्यक्त्वा धनंजय ।
सिद्धयसिद्धयोः समोभूत्वा समत्वं योग उच्यते ॥४८॥

જે આ [૧]પુષ્પિત વાણીને, અવિવેકી કહે સાર,
[૨]અર્થવાદરત, એજ છે, નથી, અન્ય વદનાર ૪૨

[૩]સ્વર્ગઇષ્ઠ, ને [૪]કામી તે, [૫]ફળદા એને કેહ,
સંપત્તિ ભોગાર્થ બહુ, ક્રિયાવાન પણ એહ ૪૩

તેથી ચિત્ત હરાયલા, સુખ ભોગે અસક્ત,
સમાધિમાં નહિ તેમની, નિશ્ચય બુદ્ધિ [૬]સક્ત ૪૪

[૭]ત્રીગુણ વિષયી વેદ છે, થા તું ત્રણે રહીત,
થઈ [૮]દ્વંદ્વ [૯] યોગક્ષેમ વિણ, બુધ નિત [૧૦]સત્વે સ્થીત ૪૫

જે [૧૧]ઉદપાને અર્થ તે, સર્વ સરે [૧૨]હ્રદમાંય,
તેમ સર્વ વેદો તણું, ફલ જ્ઞાનીને થાય ૪૬

તુજ અધિકારજ કર્મમાં, નહિ કદિ ફલમાં હોય,
નહિજ કર્મ ફલ [૧૩] હેતુ થા, નહિ અકર્મ પણ સોય ૪૭

મૂકિ સંગ' રહી યોગમાં, પાર્થ કર્મ કર સેજ,
સિધ્ધિ અસિદ્ધિ સમ ગણી, સમપણું યોગ કહેજ ૪૮

---

૧ કર્મકાંડ પ્રતિપાદક શ્રુતિ. ૨ ફલને કહેનારી શ્રુતિયોમ અશક્ત.
૩ સ્વર્ગજ છે ઇષ્ટ જેને. ૪ ઇચ્છાવાન. ૫ ફલ આપનારી. ૬ તત્પર. ૭ સત્વાદિ ત્રણ ગુણ. ૮ સુખ-દુઃખાદિ. ૯ અપ્રાપ્તને સ્વિકાર ને પ્રાપ્તનું પરિપાલન. ૧૦ શુદ્ધ. સત્વગુણમાં. ૧૧ કુપ વા થોડા પાણીવાળું સ્થાન. ૧૨ મોટું તળાવ.

दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥ ४९ ॥

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥ ५० ॥

कर्मजं बुद्धियुक्ताहि फलं त्यक्त्वामनीषिणः ।
जन्मबंधविनिर्मुक्ताः पदंगच्छंत्यनामयम् ॥ ५१ ॥

यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।
तदागंतासि निर्वेदंश्रोतव्यस्य श्रुतस्यच ॥ ५२ ॥

श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।
समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥ ५३ ॥

अर्जुन उवाच ॥

स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥ ५४ ॥

श्री भगवानुवाच ॥

કર્મ, યોગથી ૧અધમ છે, પાર્થ અતીશય સાર,
માટે થા યોગાશ્રયી, ૨કૃપણો ફલ ઇછિનાર ૪(

યોગી અહિં મૂકીજરે, સર્વ પાપને પુણ્ય,
માટે તું યોગીજ થા, યોગ ૩કર્મને પુણ્ય ૫

કર્મતણું ફલ ત્યાગીને, યોગી જ્ઞાનજ વાન,
જન્મબંધથી મુકત થઇ, સુખપદ પામે મહાન ૫

૪દુ–પ્રવેશ્ય મોહને યદા, તરશે તુજ ૫ધી સાર,
ત્યારે ૬શ્રુત ૭શ્રોતવ્યનો, વિરાગ પામીશ ધાર. ૫

વળિ નિશ્ચલ થાશે ૮યદા, ભ્રમીત તુજ ધી એહ,
સમાધિમાં રહેશે અચલ, ૯તદા યોગ પામેહ ૫

## અર્જુન પુછે છે.

સમાધિસ્થ ૧૦સ્થિતપ્રજ્ઞનું, કેશવ લક્ષણ શૂંજ,
તે બોલે બેસેજ શું, શું તેનૂં ફરવુંજ ૫

## શ્રી ભગવાન કહે છે.

---

૧ નિકૃષ્ટ હલકું. ૨ દીન. ૩ કર્મમાં કુશળતા. ૪ કરીપ્રવેશ થાય એવો. ૫ બુદ્ધિ. ૬ સાંભળેલું. ૭ સાંભળવા લા ૮ જયારે. ૯ ત્યારે. ૧૦ સ્થિર બુદ્ધિવાળો.

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥ ५५ ॥

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥ ५६ ॥

यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम्
नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५७ ॥

यदा संहरते चायं कूर्मोऽगानीव सर्वशः ।
इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्यप्रज्ञा प्रतिष्ठिता ॥ ५८ ॥

विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥ ५९ ॥

यततो ह्यपि कौंतेय पुरुषस्य विपश्चितः ।
इंद्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मनः ॥ ६० ॥

## શ્રી ભગવાન કહે છે.

સર્વ ૬મનોગત કામને, ત્યજે પાર્થ જ્યારેહ,
રહે ખુશ પોતે આત્મમાં, સ્થિત પ્રજ્ઞ ત્યારેહ. ૫૫

દુખમાં મન ૭ઉદ્વિગ્ન નહિ, નહિ ઈચ્છા સુખમાંય,
રહિત ૮રાગ ભય ક્રોધથી, સ્થિતધી મુનિ કેહેવાય. ૫૬

સ્નેહ રહિત સૌમાંજ જે, શુભ અશુભ પામીજ,
કરે નહી દ્વેષસ્તુતિ, સ્થિત બુધ્ધિ તેનીજ. ૫૭

જ્યારે એ ખેંચી લિયે, ૯કૂર્મ અંગવત સાર,
૧૦વિષય થકી સૌ ઇંદ્રિયો, સ્થિતધી તેની ધાર. ૫૮

વિષય ટળે ઉપવાસિને, પણ નહિ રાગ ટળેજ,
પર બ્રહ્મને જોઇને, એને રાગ મટેજ. ૫૯

પણ ઉદ્યોગી વિવેકીનું, મન હરેજ કૌંતેય,
બળે કરી તે ઇંદ્રિયો, ૧૧ક્ષોભક કહિયે જેય. ૬૦

---

૬ મનમાં રહેલા. ૭ અસ્વસ્થ ૮ પ્રીતિ ૯ કાચબો ૧૦ શબ્દ-સ્પર્શ, રૂપ, રસને ગંધ એ પાંચ વિષયો કહેવાય છે. ૧૧ ક્ષોભકરનારી

तानि सर्वाणि संयम्य युक्त आसीतमत्परः ।
वशेहि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६१ ॥

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥ ६२ ॥

क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ ६३ ॥

रागद्वेषवियुक्तैस्तु विषयानिंद्रियैश्चरन ।
आत्मवश्यै र्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ ६४ ॥

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥ ६५ ॥

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम् ॥ ६६ ॥

इंद्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥ ६७ ॥

તે સૌ વશ કરિને રહે, [1]મત્પર યોગી સાર,
જેને વશ છે ઇન્દ્રિયો, તેની સ્થિતધી ધાર. ૬૧

વિષય ધ્યાન કરનારનો, તેમાં, સંગજ થાય,
સંગે કામજ થાય છે, કામે ક્રોધ કરાય. ૬૨

ક્રોધે મોહજ થાય છે, સ્મૃતિ [2]વિભ્રમ મોહથીજ,
બુદ્ધિનાશ સ્મૃતિનાશથી, થાય નાશ તેથીજ. ૬૩

રાગ દ્વેષ વિણ વશ વળી, ઇંદ્રિય, તેણે સાર,
ભોગવતાં વિષયીજ પણ થાય શાંત મુનિ ધાર. ૬૪

શાંતીથી એનાજ સૌ, દુઃખ નાશ થઇ જાય,
પ્રસન્ન ચીતવાલાજની, સ્થિર મતિ તરતજ થાય. ૬૫

ન આત્મબુદ્ધિ અયોગિને, નહીં ધ્યાન પણ તેમ,
અધ્યાનીને શાંતિ નહિ, અશાંતને સુખ કેમ. ૬૬

મન ઇંદ્રિયોમાંયથી, જેની પાછળ જાય,
હરે મતિ તે એની જેમ, વાયુ નાવ જલમાંય. ૬૭

---

૧ મારા આત્મસ્વરૂપમાં તત્પર. ૨ ભ્રમ.

तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।
इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६८ ॥

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥ ६९ ॥

आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशंति यद्वत् ।
तद्वत्कामा यं प्रविशंति सर्वे स शांतिमाप्नोति न कामकामी ॥७०॥

विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः ।
निर्ममो निरहंकारः स शांतिमधिगच्छति ॥ ७१ ॥

एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वाऽस्यामंतकालेऽपि ब्रह्म निर्वाणमृच्छति ॥ ७२ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे सांख्ययोगो नाम द्वितीयोऽध्यायः ॥२॥



માટે નિવૃત વિષય થકી, ઇંદ્રિય સૌ જેનીજ,
મહાબાહો તું જાણજે. સ્થિર બુધ્ધિ તેનીજ. ૬૮

જાગે મુનિ તે [3]રાત્રિમાં. સર્વ [4]ભૂતની જેહ,
જાગે જેમાં પ્રાણીયો, [5]રાત્રિ મુનીની તેહ. ૬૯

મર્યાદિને પૂર્ણ સમુદ્રમાં જેમ, સમાય પાણી નદિયો તણાં તેમ,
જેમાં બધી જાય ઇચ્છા સમાઇ, તે શાંતિ પામે નહિ કામિ ભાઇ ૭૦

બધિ ઇચ્છાને મૂકીને, નિસ્પૃહ[1] થઇ જે રેહ,
[2]નિર્મમ [3]નિરહંકાર તો, શાંતિ પામે તેહ. ૭૧

એ [4]બ્રાહ્મી સ્થિતિ પાર્થ છે, મોહ ન એને પામિ,
અંતે પણ એમાં રહી, પામે મોક્ષ અકામિ. ૭૨



૩ જ્ઞાનરૂપી રાત્રી. ૪ પ્રાણિ. ૫ અજ્ઞાનરૂપી રાત્રી.

૧ ઇચ્છારહિત. ૨ મમતારહિત. ૩ અહંકારરહિત. ૪ બ્રહ્મજ્ઞાનનિષ્ઠા.

# ॥ अथ तृतियोऽध्यायः ॥



अर्जुन उवाच

ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥ १ ॥

व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥ २ ॥

श्रीभगवानुवाच ॥

लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ।
ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥ ३ ॥

न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥ ४ ॥

नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥ ५ ॥

## અરજુન પૂછે છે.

જ્ઞાન, કર્મથી શ્રેષ્ઠ છે, માનોછો જો એમ,
તો હરિ જોડો છો મને, ઘોર કર્મમાં કેમ. ૧

મિશ્રિત વાકયે મુજમતી, ભ્રમાવોછ [૧]વાર્ષ્ણેય,
એક [૨]વદો નિશ્ચય કરી, પામું જેણે શ્રેય. ૨

## શ્રીભગવાન કહે છે.

અપાપ, પ્રથમ આ લોકમાં, નિષ્ઠા કહિ બે મેંજ,
[૩]સાંખ્યોને જ્ઞાને કરી, યોગીને કર્મેજ. ૩

કર્મના [૪]અનારંભથી, નર પામે નહિ જ્ઞાન,
તેમ માત્ર [૫]સંન્યાસથી, મોક્ષ ન પામે જાણ. ૪

વિના કર્મ ક્ષણ એક પણ, નહિ કદિ કોઇ રહેજ,
સ્વાભાવિક ગુણથી [૬]અવશ, થઇ સૌ કર્મ કરેજ. ૫

---

૧ વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયલા. ૨ કહો. ૩ સાંખ્યશાસ્ત્ર જાણનાર. ૪ આરંભ ન કરવો તે. ૫ ત્યાગ. ૬ પોતાને વશ નહિ.

कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन्.।

इंद्रियार्थान्विमूढात्मामिथ्याचारः स उच्यते ॥ ६ ॥

यस्त्विंद्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।

कर्मेंद्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥ ७ ॥

नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।

शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥ ८ ॥

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ।

तदर्थं कर्म कौंतेय मुक्तसंगः समाचर ॥ ९ ॥

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।

अनेन प्रसविष्यध्वमेषवोऽस्त्विष्टकामधुक् ॥ १० ॥

देवान्भावयतानेन ते देवा भावयंतुवः ।

परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥ १२ ॥

इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः ।

तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥ १२ ॥

૭કર્મેન્દ્રિયને વશ કરી, વિષયોને મનમાંય,
કરી યાદ રહે મૂઢ જે, દંભી તે કહેવાય. ૬

પણ મનથી ૮જ્ઞાનેંદ્રિયો, કરી વશ અશકત જેહ,
કર્મેન્દ્રિયથી આચરે, કર્મ શ્રેષ્ઠ છે તેહ. ૭

કર્મ અકર્મથી શ્રેષ્ઠ છે, તું કર કર્મ હમેશ,
તુજ શરીર નિર્વાહ પણ, નહી અકર્મથી લેશ. ૮

છે બંધન આ લોકને, કર્મ યજ્ઞ સીવાય,
તે અર્થે કર કર્મ તું, જેમ સંગ વિણ થાય. ૯

કહ્યું સયજ્ઞ પ્રજા સૃજિ, બ્રહ્માયે સૌ પહેલ,
આણે પામો વૃદ્ધિ એ, હો તમ ફળદા સહેલ. ૧૦

આથિ વધારો દેવને, તમને તે નિરધાર,
એમ પરસ્પર પોષતાં, શ્રેય પામશો સાર. ૧૧

યજ્ઞે ભાવિત દેવ એ, દેશે તમ ઇચ્છીત,
પ્રાપ્ત એથી એને ન દઈ, ખાય ચોર ખચ્ચીત. ૧૨

---

૭ વાણી, હાથ, પગ, ગુદા તથા મૈથુન ઇંદ્રિય. એ પાંચ કર્મેઇન્દ્રિય કહેવાય છે. ૮ કાન, ચામડી, આંખ, જીભ અને નાક, એ પાંચ જ્ઞાનેંદ્રિય કહેવાય છે.

यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः ।
भुंजते ते त्वघंपापा ये पचंत्यात्मकारणात् ॥ १३ ॥

अन्नाद्भवंति भूतानि पर्जन्यादन्न संभवः ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञःकर्मसमुद्भवः ॥ १४ ॥

कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥ १५ ॥

एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुरिंद्रियारामो मोघं पार्थ स जीवति ॥ १६ ॥

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥ १७ ॥

नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥ १८ ॥

तस्मादसक्तःसततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥ १९ ॥

યજ્ઞ [1]શિષ્ટ ખાનાર, સૌ પાપોથી મુકાય,
રાંધે પોતા માટે તે, પાપી પાપજ ખાય. ૧૩

થાય અન્નથી પ્રાણિયો, વર્ષાદે તો અન્ન,
[2]યજ્ઞે વર્ષા કર્મથી, યજ્ઞ થાય ઉત્પન્ન. ૧૪

કર્મ વેદથી થાય છે, વેદ [3]અક્ષરથી જાણ,
માટે વ્યાપક બ્રહ્મ તું, નિત્ય યજ્ઞમાં માન. ૧૫

એમ વર્તાતા ચક્રને, અનુસરે નહિ જેહ,
રમે ઇંદ્રિયે પાપી તે, વૃથા પાર્થ જીવેહ. ૧૬

પણ જે હોયે [4]આત્મરત, આત્મતૃપ્ત પણ સોય,
આત્મામાં સંતુષ્ટ તો, તેને કર્મ ન હોય. ૧૭

તેને કર્મ અકર્મથી, પુણ્ય પાપ નહિ આહિ,
મોક્ષર્થે સૌમાં નહિ, તેને આશ્રય કાંઈ. ૧૮

માટે નિત્ય અશકત રહિ, કાર્ય કર્મ કર સાર;
કરતાં કર્મ અશકત નર, પામે મોક્ષજ ધાર. ૧૯

---

૧ શેષ. ૨ યજ્ઞમાં આપેલી આહુતિ સુર્યને પહોંચે છે ને સુંર્યથી વર્ષાદ થાય છે એમ શ્રુતિ સ્મૃતિમાં કહ્યું છે. ૩ બ્રહ્મ. ૪ આત્મામાંજ પ્રીતિવાળો.

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥ २० ॥

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ २१ ॥

न मे पार्थास्ति कर्त्तव्यं त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥ २२ ॥

यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतंद्रितः ।
मम वर्त्मानुवर्तंते मनुष्याः पार्थ सर्वशः ॥ २३ ॥

उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्त्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥ २४ ॥

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ।
कुर्याद्विद्वांस्तथासक्ताश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥ २५ ॥

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।
जोषयेत्सर्वकर्माणिविद्वान्युक्तःसमाचरन् ॥ २६ ॥

કર્મથીજ જ્ઞાની થયા, જનકાદી જે રાય,
લોકાર્થે જોતાંજ તું, કરવા યોગ્યજ થાય. ૨૦

શ્રેષ્ઠ લોક જે આચરે, જન બીજા પણ તેજ,
પ્રમાણ પણ તે જે કરે, કરે લોક પણ એજ. ૨૧

પાર્થ નથી ત્રણ લોકમાં, મુજને કૈં [1]કર્તવ્ય,
તો પણ વર્તું કર્મમાં, નહિ જોકે [2]પ્રાપ્તવ્ય. ૨૨

કદિ વર્તું નહિ કર્મમાં, સાવધાન હું સાર,
તો વર્ત્તે મુજ રીત સૌ, મનુષ્ય સર્વ પ્રકાર. ૨૩

જો હું કર્મ કરૂં નહીં, થાય લોક આ ભ્રષ્ટ,
હું સંકર કર્ત્તા બનું, પ્રજા કરૂં આ નષ્ટ. ૨૪

અજ્ઞ, કર્મમાં સક્ત થઇ, કરેછ કર્મો જેમ,
લોકાર્થેજ અસંગિ બનિ, કરે જ્ઞાનિ પણ તેમ. ૨૫

કરાવેજ સૌ કર્મ નહિ ભેદ બુદ્ધિ, ધાર,
કર્મસંગિઅજ્ઞાની. યુક્તઆચરી સાર. ૨૬

---

૧ કરવા યોગ્ય. ૨ પામવા યોગ્ય.

प्रकृतेः क्रियमाणानि गुणैःकर्माणिसर्वशः ।
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥ २७ ॥

तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।
गुणा गुणेषु वर्त्तंत इति मत्वा न सज्जते ॥ २८ ॥

प्रकृतेर्गुणसंमूढाः सज्जंते गुणकर्मसु ।
तानकृत्स्नविदो मंदान्कृत्स्नविन्न विचालयेत् ॥ २९ ॥

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युद्धयस्व विगतज्वरः ॥ ३० ॥

ये मे मतमिदं नित्यमनुतिष्ठंति मानवाः ।
श्रद्धावंतोऽनसूयंतो मुच्यंते तेऽपि कर्मभिः ॥ ३१ ॥

ये त्वेतदभ्यसूयंतो नानुतिष्ठंति मे मतम् ।
सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः ॥ ३२ ॥

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ॥ ३३ ॥

કરાય સૌ, ઇંદ્રિય વડે, કર્મો અર્જુન જેહ,
કર્ત્તા તેનો હુંજ ઇમ, [3]વિમૂઢ માની લેહ. ૨૭

પણ ગુણ કર્મથિ આત્માને, ભિન્નજ જાણે જેહ,
ઇંદ્રિય વર્ત્તે વિષયમાં, માનિ અકર્ત્તા રેહ. ૨૮

સજ્જ થાય [4]ગુણકર્મમાં, [5]પ્રકૃતિગુણથી અજ્ઞ,
તે અજ્ઞાની મંદને, ભેદે નહિં સર્વજ્ઞ. ૨૯

[1]અધ્યાત્મ ચિત્ત વડે સઉ, અર્પી મુજને કર્મ,
ઇચ્છા મમતા તાપને, મૂકી કર યુધ ધર્મ. ૩૦

આ મુજ મતથી માનવો, સદાય વર્ત્તે જેહ,
અનિંદતાં રાખી શ્રદ્ધા, છૂટે કર્મથિ તેહ. ૩૧

પણ જે આને નિંદતાં, વર્ત્તે નહિ મુજ રીત,
તે મૂઢોને જાણ તું, નષ્ટ વિવેક રહીત. ૩૨

[2]પ્રકૃતીને સૌ અનુસરે, કરશે [3]નિગ્રહ કેમ,
પ્રકૃતી સરખું આચરે, જ્ઞાન વાન પણ એમ. ૩૩

---

૩ અજ્ઞાની. ૪ ઇંદ્રિયનાં કર્મ. ૫ સત્વ, રજ અને તમ.
૧ જ્ઞાનયુકત. ૨ સ્વભાવ. ૩ ઇંદ્રિયોને વશ કરવી.

इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥ ३४ ॥

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावह ॥ ३५ ॥

अर्जुन उवाच ॥

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥ ३६ ॥

श्रीभगवानुवाच ॥

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥ ३७ ॥

धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च ।
यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥ ३८ ॥

आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण कौंतेयदुष्पूरेणानलेन च ॥ ३९ ॥

ઇંદ્રિયના, વિષયો વિષે, રાગ દ્વેષ બે જેહ,
તેને વશ થાવું નહીં, શત્રૂ [૪]એના તેહ. ૩૪

પર ધર્માચરવા થકી, શ્રેય વિગુણ નિજ ધર્મ,
સ્વધર્મમાં મરવું ભલું, ભય આપે પર ધર્મ. ૩૫

## અરજુન પૂછે છે.

પણ બળથી યોજેલ વત, કૃષ્ણ, ન ઇચ્છે તોય,
પુરૂષ આચરે પાપ, એ કેણે પ્રેરિત હોય. ૩૬

## શ્રીભગવાન કહે છે.

રજો ગુણથી થાય એ, કામ, ક્રોધ પણ એજ,
મહા પાપિ બહુ અહારિ, અહી, જાણ શત્રુ એનેજ. ૩૭

છાદિત અગ્નિ ધૂમથી, [૫]દર્પણ મલથી જેમ,
ગર્ભ [૬]જરાયૂયે કરી, જ્ઞાનજ તેણે એમ. ૩૮

નિત્ય વૈરિ એ જ્ઞાનિનો, કામરૂપ દુષ્પૂર્ણ,
અગ્નિ, તેણે ઢાંકિયું, જ્ઞાન પાર્થ સંપૂર્ણ. ૩૯

---

૪ જ્ઞાનીના. ૫ અરીસો. ૬ ગર્ભને વિંટેલ ચર્મ.

इंद्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥ ४० ॥

तस्मात्त्वमिंद्रियाण्यादौ नियम्यभरतर्षभ ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥ ४१ ॥

इंद्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः ।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥ ४२ ॥

एवं बुद्धेः परं बुद्ध्वासंस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरुपं दुरासदम् ॥ ४३ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे कर्मयोगो नाम तृतीयोऽध्यायः ॥३॥



એને, મનમતિ ઇંદ્રિયો, આશ્રય તેણે સાર,
કરે જીવને મોહ એ, ઢાંકિ જ્ઞાન નિરધાર. ૪૦

માટે ઇંદ્રિયને પ્રથમ, વશ કરી એને મૂક,
ટળે [1]જ્ઞાન [2]વિજ્ઞાન, એ, પાપીથીજ એ ચૂક. ૪૧

વિષય થકી [3]પર ઇંદ્રિયો, છે પર તેથી મન,
મનથી પર બુદ્ધિજ છે, પર તેથી આત્મન. ૪૨

એમ જાણિ પર, બુદ્ધિથી, કરી મન ધીયે સ્થિર,
જીત [4]દુરાસદ શત્રુ એ, કામરૂપ રણધીર. ૪૩



ત્રીજો અધ્યાય સંપૂર્ણ.

---

૧ આત્મજ્ઞાન. ૨ શાસ્ત્રીયજ્ઞાન. ૩ શ્રેષ્ઠ. ૪ અસ

# ॥ अथ चतुर्थोऽध्यायः ॥



श्रीभगवानुवाच ॥

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ १ ॥

एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।
स कालेनेह महता योगो नष्टः परंतप ॥ २ ॥

स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥ ३ ॥

अर्जुन उवाच

अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ।
कथमेतद्विजानीयांत्वमादौ प्रोक्तवानिति ॥ ४ ॥

श्री भगवानुवाच ॥

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥ ५ ॥

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ ६ ॥

# ચોથો અધ્યાય.

## શ્રી ભગવાન કહે છે.

કહ્યો સૂર્યને યોગ આ, અવ્યય, મેં નિરધાર,
સૂર્યે મનુને તેમણે, ઇક્ષ્વાકૂને સાર. ૧

રાજર્ષી જાણે છે, એમ, પ્રાપ્ત પરંપર એહ,
મહત કાળના અંતરે, નાશ થયો છે જેહ. ૨

તેજ પુરાતન યોગ આ, [૧]રહસ્યને ઉત્તમ,
કહ્યો તને મેં આજ, તું, ભકત સખા [૨]સત્તમ. ૩

## અરજુન પુછે છે.

જન્મ આપનો આ સમય, સૂર્ય તણો તો પહેલ,
હું એ જાણું કેમ, જે, આપે પ્રથમ કહેલ. ૪

## શ્રી ભગવાન કહે છે.

થયા જન્મ મુજ બહુ વળી, તારા પણ કૌંતેય,
જાણું હું તે સર્વને, તું જાણે નહિ જેય. ૫

અજ અવિનાશી, ઇશ હું, ભૂતોનો, પણ સાર,
સ્વિકારી નિજ [૩]પ્રકૃતિ લઉ, ઇચ્છાયે અવતાર. ૬

---

૧ છુપું. ૨ શ્રેષ્ટ ૩ માયા.

यदा यदाहि धर्मस्य ग्लानिर्भवति भारतः
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥ ७ ॥

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ ८ ॥

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥ ९ ॥

वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥ १० ॥

ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तंते मनुष्याः पार्थ सर्वशः ॥ ११ ॥

कांक्षंतः कर्मणां सिद्धिं यजंत इह देवताः ।
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥ १२ ॥

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
तस्यकर्त्तारमपि मां विद्धयकर्त्तारमव्ययम् ॥ १३ ॥

न मां कर्माणि लिंपंति न मे कर्मफले स्पृहा ।
इति मां योऽभिजानाति कर्मभिर्न स बद्धयते ॥ १४ ॥

થાયજ હાની ધર્મની, જ્યારે ભારત વીર,
વૃદ્ધી થાય અધર્મની, ત્યારે ધરૂં શરીર. ૭

કરવા રક્ષા સાધુની, પાપીયોને ઠાર,
ધર્મ સ્થાપવા હું ધરૂ, યુગ યુગમાં અવતાર. ૮

જાણે તત્વથી દિવ્ય મુજ, જન્મ કર્મ એમ જેહ,
દેહ તજી પામે મને, નહિ ફરી જન્મે તેહ. ૯

મૂકિ રાગ ભય ક્રોધને, મુજ આશ્રિત [૧]મુજબુદ્ધ,
બહુ પામ્યા મુજ ભાવને, જ્ઞાન તપે થઈ શુદ્ધ. ૧૦

જેમ નરો મુજને ભજે, તેમ ભજું હું સાર,
પાર્થ ભજે સૌ માનવો, મુજને સર્વ પ્રકાર. ૧૧

અહીંજ દેવોને ભજે, કર્મસિધ્ધિ ઈચ્છનાર,
થાય પાર્થ આ લોકમાં, કર્મસિદ્ધ તત્કાળ. ૧૨

ગુણ કર્મોના ભેદથી, સૃજી જાત મેં ચાર,
કર્તા તેનો પણ મને, અકર્તા અવ્યય ધાર. ૧૩

કર્મ મને લેપે નહીં, નહિ ઈચ્છા ફલમાંય,
જાણે મુજને એ રીતે, નહિ કર્મે બંધાય. ૧૪

---

૧ મારા આત્મસ્વરૂપમાં બુદ્ધિ રાખનાર.

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥ १५ ॥

किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।
तत्ते कर्म प्रवक्ष्यामियज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १६ ॥

कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥ १७ ॥

कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।
सबुद्धिमान्मनुष्येषु सयुक्तः कृत्स्नकर्मकृत् ॥ १८ ॥

यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधाः ॥ १९ ॥

त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥ २० ॥

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ २१ ॥

यदृच्छालाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबद्ध्यते ॥२२ ॥

કર્યાં પુર્વે [૨]મુમુક્ષુયે, કર્મો જાણી એમ,
માટે તું પણ પૂર્વથી, થતાં કર્મ કર તેમ. ૧૫

શું અકર્મને કર્મ છે, કવિ, પણ એમાં મોય,
તુજને કહું તે કર્મ, જે, જાણિ અશુભને ખોય. ૧૬

[૩]કર્મ તથા [૪]વિકર્મનું, તત્વ જાણવા યોગ્ય,
[૫]અકર્મનું પણ એમ, એ, કર્મગતી [૬]દુર્બોધ્ય. ૧૭

જે અકર્મ તો કર્મમાં, [૭]કર્મ અકર્મમાં જોય,
શ્રેષ્ટ યોગિ તે લોકમાં, સર્વ [૮]કર્મકૃત હોય. ૧૮

જેના સૌ આરંભ છે, ફલ સંકલ્પ રહિત,
જ્ઞાનવડે તે શુદ્ધને, જ્ઞાની કહે પંડિત. ૧૯

મૂકી કર્મ ફલ સંગ વિણ, આશ્રય, તૃપ્ત હમેશ,
કર્મ કરે જો કે સદા, તોય કરે નહિ લેશ. ૨૦

[૧]વશમન, આશા રહિત નર, મૂકી સર્વ સંસાર,
શરીર કર્મ કરતાંજ. નહિ પામે પાપ લગાર. ૨૧

સંતુષ્ટ દૈવકૃત લાભથી, વૈર દ્વંદ વિણ જેહ,
સમ વળી સિધ્ધિ અસિધ્ધિ, તો, કરી કર્મ છુટેહ. ૨૨

---

૨ મોક્ષની ઇચ્છાવાળા. ૩ શાસ્ત્રે કહેલ કર્મ. ૪ શાસ્ત્રે નિષેધ કરેલ કર્મ. ૫ કર્મ ન કરવાપણું. ૬ દુખે કરી જણાય એવી. ૭ બંધન. ૮ કર્મકરનાર. ૧ મન વસ્ય કરનાર.

गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥ २३ ॥

ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥ २४ ॥

दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥ २५ ॥

श्रोत्रादीनींद्रियाण्यन्ये संयमाग्निषुजुह्वति ।
शब्दादीन्विषयानन्य इंद्रियाग्निषु जुह्वति ॥ २६ ॥

सर्वाणींद्रियकर्माणि प्राणकर्माणि चापरे ।
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥ २७ ॥

द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथाऽपरे ।
स्वाध्यायज्ञानयज्ञाश्चयतयःसंशितव्रताः ॥ २८ ॥

अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथाऽपरे ।
प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥ २९ ॥

જ્ઞાની, મુક્ત, અસંગી જે, યજ્ઞ માટે કરનાર,
કર્મ બધાં તો, તે તણાં, લય પામે નિરધાર. ૨૩

[૨]બ્રહ્માર્પણ [૩]બ્રહ્માગ્નિમાં, [૪]હુત [૫]બ્રહ્મે, [૬]હુવિબ્રહ્મ,
[૭]બ્રહ્મકર્મ [૮]સમાધિયે, પમાય તેણે બ્રહ્મ. ૨૪

કરે [૯]દૈવ યજ્ઞજ વળી, કર્મયોગી જે હોય,
બ્રહ્માગ્નિમાં યજ્ઞને, [૧૦]યજ્ઞે હોમે કોય. ૨૫

બીજા [૧૧]સંયમ અગ્નિમાં, હોમે [૧૨]શ્રોત્રાદીય,
[૧૩]ઇંદ્રિયાગ્નિમાં અન્ય વળી, હોમે [૧૪]શબ્દાદીય. ૨૬

ઇંદ્રિ પ્રાણનાં, કર્મ સૌ, અન્યે હોમ કરાય,
[૧૫]આત્મસંયમ અગ્નિ જે, જ્ઞાન [૧૬]દીપતેમાંય ૨૭

દ્રવ્ય, યોગ, તપરૂપ વળી, યજ્ઞ કરે બહુ જાણ,
વેદજ્ઞાન રૂપ યજ્ઞ તો, બીજા યતિ વ્રતવાન. ૨૮

વળી કો પ્રાણાયામિયો, રૂંધી [૧]પ્રાણ [૨]આપાન,
અપાન હોમે પ્રાણમાં, તેમ અપાને પ્રાણ. ૨૯

---

૨ યજ્ઞ પાત્ર પણ બ્રહ્મરૂપ. ૩ અગ્નિ પણ બ્રહ્મરૂપ. ૪ હોમેલું. ૫ યજમાનાદિ હોમનાર બ્રહ્મરૂપ. ૬ હોમ કરવાનાં અન્ન પણ બ્રહ્મરૂપ. ૭ કર્મ પણ બ્રહ્મરૂપ. ૮ ચિત્તની એકાગ્રતા. ૯ ઇંદ્રાદિ દેવનું બ્રહ્મ બુદ્ધિ વિના જેમાં યજન થાય છે તે. ૧૦ ઉપર કહેલ બ્રહ્મર્પણાદિ બુદ્ધિયે. ૧૧ ઇંદ્રિયનિગ્રહ. ૧૨ જ્ઞાનેંદ્રિય. ૧૩ ઇંદ્રિયરૂપ અગ્નિ. ૧૪ પાંચ વિષય. ૧૫ આત્મામાં એકાગ્રતા. ૧૬ પ્રકાશમાન. ૧ શરીરમાંનો પ્રાણવાયુ. ૨ શરીરમાંનો આપાનવાયુ.

अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।
सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥ ३० ॥

यज्ञशिष्टामृतभुजो यांति ब्रह्म सनातनम् ।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥ ३१ ॥

एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।
कर्मजान्विद्धि तान्सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे ॥ ३२ ॥

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ ३३ ॥

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ ३४ ॥

यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पांडव ।
येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥ ३५ ॥

अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥ ३६ ॥

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥ ३७ ॥

[3]નિયત અહારિ કો પ્રાણમાં, પ્રાણજ હોમી દેય,
યજ્ઞે શુદ્ધ થયેલ સૌ [4]યજ્ઞવીદ છે એય. ૩૦

યજ્ઞશિષ્ટ અમૃત ભુજી, પામે શાશ્વત બ્રહ્મ,
અયજ્ઞિને આ લોક નહિ, કેમ અન્ય, સત્તમ. ૩૧

કહ્યા વેદના મુખ વિશે, બહુ વિધ યજ્ઞો એમ,
[5]કર્મજ સર્વે જાણ તે, છુટિશ જાણી તેમ, ૩૨

પાર્થ દ્રવ્યમય યજ્ઞથી, જ્ઞાન યજ્ઞ વીશેષ,
સમાય સર્વે જ્ઞાનમાં, અર્જુન કર્મ અશેષ. ૩૩

કરી સેવા [6]પ્રણિપાત વળી, પ્રશ્ન કરીને જાણ,
[7]તત્ત્વદર્ષિ જે જ્ઞાનિ તે, કહેશે તુજને જ્ઞાન. ૩૪

જે જાણી એમ મોહને, ફરિ તું નહિ પામીશ,
જેણે [8]નિજને [9]મુજ વિષે, ભૂત માત્ર દેખીશ. ૩૫

જો કે પાપી સર્વથી, અધિક પાપિ હોઇશ,
તોય જ્ઞાનરૂપ નાવથી, પાપ સમુદ્ર તરીશ. ૩૬

બળતો અગ્ની કાષ્ટને ભસ્મ કરે છે જેમ,
સર્વ કર્મ, જ્ઞાનાગ્નિ પણ, ભસ્મ કરે છે તેમ. ૩૭

---

૩ નિયમસર. ૪ યજ્ઞ જાણનારા. ૫ કર્મથી થનારા. ૬ દંડવત, નમસ્કાર. ૭ બ્રહ્મને જોનારા. ૮ તારા પોતાના આત્મસ્વરૂપમાં. ૯ મારા આત્મસ્વરૂપમાં.

नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत्स्वयं योगसंसिद्धःकालेनात्मनि विंदति ॥ ३८ ॥

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परःसंयतेंद्रियः ।
ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥ ३९ ॥

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥ ४० ॥

योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।
आत्मवंतं न कर्माणि निबध्नन्ति धनंजय ॥ ४१ ॥

तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।
छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥ ४२ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे ज्ञानकर्मब्रह्मार्पणयोगोनाम
चतुर्थोऽध्यायः ॥ ४ ॥



પવિત્ર નહિ આ લોકમાં, અર્જુન જ્ઞાનસમાન,<br>
યોગી કાળે મેળવે, નિજમાં પોતે જ્ઞાન. ૩૮

શ્રદ્ધાળુ વશઇંદ્રિ, વળિ, [1]તત્પર પામે જ્ઞાન,<br>
પામી જ્ઞાન તરતજ પછી, શાંતિ પામે મહાન ૩૯

અજ્ઞ અશ્રદ્ધાવાન વળી, [2]સંશયિ પામે નાશ,<br>
સંશયિને આ લોક નહિ, નહિ [3]પર નહિ સુખ આશ. ૪૦

યોગે કર્મ ત્યજેલ વળિ, જ્ઞાને સંશય મુકત,<br>
આત્મજ્ઞાનિને કર્મ નહિ, કરે બાધ કૈં [4]યુકત. ૪૧

માટે સંશય હૃદયમાં, અજ્ઞાને થાનાર,<br>
છેદી જ્ઞાનરૂપ ખડ્ગથી, ઉઠ યોગી થા સાર. ૪૨



૧ તરત. ૨ સંશયવાળો એટલે વહેમ રાખનાર. ૩ પરલોક. ૪ યોગ્ય. અરજુનનું સંબોધન છે.

## ॥ अथ पंचमोऽध्यायः ॥

अर्जुन उवाच ॥

संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ।
यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥ १ ॥

श्रीभगवानुवाच ॥

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥ २ ॥
ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति ।
निर्द्वंद्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥ ३ ॥
सांख्ययोगौ पृथग्बालाः प्रवदंति न पंडिताः ।
एकमप्यास्थितः सम्यगुभयोर्विंदते फलम् ॥ ४ ॥
यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥ ५ ॥
संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥ ६ ॥
योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेंद्रियः ।
सर्वभुतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥ ७ ॥

## અર્જુન કહે છે.

કર્મ તણો સંન્યાસ વળિ, કહો છો તેનો યોગ,
એક કહો, એમાંયથી, જે નિશ્ચય શુભ જોગ. ૧

## શ્રી ભગવાન કહે છે.

કર્મયોગ, સંન્યાસ, એ, છે બન્ને શુભકાર,
તેમાં સંન્યાસથી, અધિક યોગ છે સાર. ૨

સંન્યાસી તે જાણવો, ન ઇચ્છે દ્વેશે જેહ,
છૂટે બંધનથી સુખે, દ્વંદ વિનાનો તેહ. ૩

જ્ઞાન, યોગને કહે જુદા, નહિ પંડિત, પણ [૧]મૂર્ખ,
પામે એક [૨]સુઆચરી, ફલ બેનુંજ અમૂર્ખ. ૪

પમાય [૩]પદ જે જ્ઞાનિયે, યોગીયે પણ એજ,
જ્ઞાન, યોગને એક જે, જાણે જાણે તેજ. ૫

યોગ વિના સંન્યાસ તો, પામવાજ દુખરૂપ,
યોગયુકત પામે મુની, તરતજ બ્રહ્મસ્વરૂપ. ૬

શરિર જીતિ, મન શુધ કરી, યોગી, ઇંદ્રિય જીત,
સર્વ તણો બનિ આત્મા, કર્તા પણ નહિ [૪] લીપ્ત. ૭

---

૧ અજ્ઞાની. ૨ રૂડી રીતે આચરણ કરીને. ૩ સ્થાન. ૪ લેપાયેલો.

नैवकिंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
पश्यन्शृण्वन्स्पृशन्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन् ॥ ८ ॥

प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इन्द्रियाणींद्रियार्थेषु वर्तंत इति धारयन् ॥ ९ ॥

ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः ।
लिप्यते न स पापेन पद्मपत्र मिवांभसा ॥ १० ॥

कायेन मनसा बुद्ध्या केवलै रिंद्रियैरपि ।
योगिनः कर्म कुर्वंति संगंत्यक्त्वाऽऽत्मशुद्धये ॥ ११ ॥

युक्तः कर्मफलं त्यक्त्वा शांतिमाप्नोति नैष्ठिकिम् ।
अयुक्तः कामकारेण फलेसक्तो निबध्यते ॥ १२ ॥

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥ १३ ॥

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ १४ ॥

ना दत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः ॥ १५ ॥

જોઇ, શુણી, [1]સ્પૃશિ, સૂંઘિ વળિ, જમિ, જઈ સુઈ લઇ પ્રાણ,
માને યોગી [2]તત્વવિત, "કૈં નહિ કરૂ" એમ જાણ. ૮

[3]વદી, મૂકિ, [4]ગ્રહિ, ખોલિ વળિ વીંચીને પણ સાર,
વર્ત્તે ઇંદ્રિય, વિષયમાં, ધારિ એમ નિરધાર. ૯

અર્પિ બ્રહ્મને કર્મ જે, કરે સંગ વિણ પ્રાણિ,
ન અડે તેને પાપ, જેમ, [5]પદ્મપત્રને પાણિ. ૧૦

મન, બુદ્ધિ, શરીરે, વળી, કેવળ ઇંદ્રિયેજ,
મૂકિ સંગ કર્મો કરે, યોગી [6]શુધ્ધ્યર્થેજ. ૧૧

યોગી કર્મ ફલ ત્યાગિને, શાંત અતીશય થાય,
ફલમાં સકત અયોગિ, તો કામ વડે બંધાય. ૧૨

મૂકિ કર્મ સૌ મન વડે, યોગી સુખથી રેહ,
નવ [7]દ્વારના [8]પુર વિષે, નહિ કરિ કરાવિ તેહ. ૧૩

લોકતાણું [9]કર્તૃત્વ વળિ, કર્મ કર્મ ફલ યોગ,
પ્રભુ, એ સૌ સૃજતા નથી, છે સ્વાભાવિક જોગ. ૧૪

પ્રભુ ધારે નહિ કોઇનૂં, પાપ પુણ્ય જે હોય,
[10]છાદિતજ્ઞાન અજ્ઞાનથી, જીવો તેણે મોય. ૧૫

---

૧ સ્પર્શ કરી. ૨ બ્રહ્મને જાણનાર. ૩ બોલીને. ૪ લઇને. ૫ કમળનું પાન. ૬ અંતઃકરણની શુદ્ધિ માટે. ૭ બે નેત્ર, બે નાકનાં છેદ, બે કાન, મુખ એ સાત મસ્તકના ને ગુદ તથા મૈથુન ઇંદ્રિય એ બે નીચેના મળી નવ દરવાજા. ૮ શરીરરૂપ નગરી. ૯ કર્તાપણું. ૧૦ ઢાંકેલું.

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥ १६ ॥

तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।
गच्छंत्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥ १७ ॥

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥ १८ ॥

इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥१९॥

न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्यचाप्रियम् ।
स्थिर बुद्धिरसंमूढोब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥ २० ॥

बाह्यस्पर्शेश्वसक्तात्मा विंदत्यात्मनियत्सुखम् ।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्य मश्नुते ॥ २१ ॥

ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यंतवंतः कौंतेय न तेषु रमते बुधः ॥ २२ ॥

આત્મજ્ઞાનથી જેમનૂં, નાશ થયૂં અજ્ઞાન,
તેને જણવે સૂર્યવત, બ્રહ્મરૂપ, તે જ્ઞાન. ૧૬

મન બુદ્ધિ [1]તેમાં વળી, નિષ્ટા આશ્રય [2]તેજ,
જ્ઞાને શુદ્ધ થયેલ તે, પામે મોક્ષ ખરેજ. ૧૭

[3]પંડિત [4]વિનયિ બ્રાહ્મણ વિષે, ગૌ હસ્તીમાં સાર,
[5]શ્વાન તથા ચાંડાલમાં, પંડિત [6]સમ જોનાર. ૧૮

જીતી તેણે સૃષ્ટિ અહિ, જેનૂં મન છે સંમ,
બ્રહ્મ વિષે સ્થિત તેજ છે, સમ [7]નિર્દોષજ બ્રહ્મ. ૧૯

અપ્રિયથી ખેદે નહીં, પ્રિયથી નહિ હર્ષેહ,
[8]બ્રહ્મસ્થિત, [9]અસંમૂઢ, સ્થિર બુદ્ધિ, બ્રહ્મવિત્ જેહ. ૨૦

જે, અસકત [10]બહિ વિષયમાં, અંતર પામે સૂખ,
બ્રહ્મયોગિ તે, મેળવે, સુખ અવિનાશિ અચૂક. ૨૧

વિષય ભોગ જે, તેજ છે, કારણ દુખના સાર,
તે [11]આદ્યંતજવાનમાં, ન વિવેકી રમનાર. ૨૨

---

૧ બ્રહ્મમાં. ૨ આત્માજ. ૩ ભણેલો. ૪ વિવેકી. ૫ કુતરો. ૬ સમાન. ૭ દોષરહિત. ૮ બ્રહ્મમાં ચિત્ત રાખનાર. ૯ જ્ઞાની. ૧૦ બહારના. ૧૧ આદિઅંતવાળા.

शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं सयुक्तः स सुखी नरः ॥ २३ ॥

योऽतः सुखोऽतरारामस्तथांतर्ज्योतिरेव यः ।
स योगी ब्रह्म निर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥ २४ ॥

लभंते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ।
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥ २५ ॥

कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्म निर्वाणं वर्तते विदितात्मनाम् ॥ २६ ॥

स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवांतरे भ्रुवोः ।
प्राणापानौ समौ कृत्वानासाभ्यंतर चारिणौ ॥ २७ ॥

यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥ २८ ॥

भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।
सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति ॥ २९ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्री-
कृष्णार्जुनसंवादे कर्मसंन्यासयोगोनाम पंचमोऽध्यायः ॥५॥

અહીંજ સહન કરી શકે, જીવતાંજ નર જેહ,
કામક્રોધના વેગને, યોગી, સુખિયો તેહ. ૨૩

અંતર સુખિ આરામિ જે, અંતર દૃષ્ટિ સાર,
બ્રહ્મસ્થિત તે મોક્ષને, પામે છે નિરધાર. ૨૪

[૧]ક્ષીણપાપ, સંશય રહિત; વળિ મન વશ કરનાર,
ઋષિયો પામે મોક્ષને, સર્વ તણા હિતકાર. ૨૫

મુકત કામ ક્રોધે, [૨]યતી, આત્મતત્વ માહેર,
વળિ મનવશ તેનેજ તો મોક્ષ મળે ચોમેર. ૨૬

રાખિ ચક્ષ [૩]ભ્રૂમધ્ય વળિ, કરિ વિષયોને બહાર,
સમ કરિ પ્રાણ અપાનને, જે નાકે [૪]ચરનાર. ૨૭

ઇંદ્રિય મન, મતિ વશ કરી, મોક્ષ [૫]પરાયણ યુકત,
રાગ ક્રોધ ભય રહિત જે, સદાય છે તે મુકત. ૨૮

જાણિ મને, સૌ લોકનો, ઇશ સુહૃદ વળિ સાર,
[૬]ભોકતા તપ ને યજ્ઞનો, થાય શાંત નિરધાર. ૨૯

---

૧ નાશ પામ્યું છે પાપ જેનું. ૨ યોગી. ૩ બંને આંખોના ભ્રૂની વચમાં. ૪ સંચાર કરનાર ૫ મોક્ષજ જેને પરમ વસ્તુ છે. ૬ ઉપભોગ કરનાર.

# ॥ अथ षष्ठोऽध्यायः ॥

श्रीभगवानुवाच ॥

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥ १ ॥
यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पांडव ।
न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥ २ ॥
आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारण मुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारण मुच्यते ॥ ३ ॥
यदा हि नेंद्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।
सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ४ ॥
उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनोबंधुरात्मैव रिपुरात्मनः ॥ ५ ॥
बंधुरात्माऽऽत्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ ६ ॥
जितात्मनः प्रशांतस्य परमात्मा समाहितः ।
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥ ७ ॥

## શ્રી ભગવાન કહે છે.

કરે કર્મ, ફલ મૂકિ તે, સંન્યાસી, યોગીજ,
[1]અગ્નિ ક્રિયા વિણ હોય જે, નહિ ને પાર્થ કંઈજ. ૧

જેને કહે સંન્યાસ તે, યોગજ પાંડવ જાણ,
[2]સંકલ્પ ત્યાગ વિના નહિ, થાય યોગિ [3]કો માન. ૨

કહે છે યોગ ઈચ્છિનારનું, કારણ કર્મજ સાર,
તેમજ યોગીનું કહે, શમ કારણ નિરધાર,. ૩

યદા વિષય ને કર્મમાં, કદિ આસકત ન થાય,
મૂકે સૌ સંકલ્પને, તદા યોગિ કહેવાય. ૪

પોતે તારે આત્મને, નહિ તેને બોળેજ,
નિજબંધુ પોતેજ છે, નિજ [4]રિપુ પણ પોતેજ. ૫

જે જીત્યો શરિરાદિને, નિજબંધુ છે તેહ,
પણ નિજ શત્રુ છેજ તે, જીતનાર નહિ જેહ. ૬

આત્મજીત તે શાંતનુ, મન નિશ્ચલ નિરધાર,
શીત ઉષ્ણ સુખ દુઃખમાં, માન અપમાને સાર. ૭

---

૧ અગ્નિસાધ્ય કર્મ. ૨ મનોરથ. ૩ કોઇ પણ. ૪ શત્રુ.

ज्ञानविज्ञान तृप्तात्मा कूटस्थोविजितेंद्रियः ।
युक्त इत्युच्यतेयोगी समलोष्टाश्मकांचनः ॥ ८ ॥

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥ ९ ॥

योगी युंजीत सततमात्मानं रहसिस्थितः ।
एकाकी यतचितात्मा निराशीरपरिग्रहः ॥ १० ॥

शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥ ११ ॥

तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेंद्रियक्रियः ।
उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये ॥ १२ ॥

समंकायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥ १३ ॥

प्रशांतात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥ १४ ॥

નિર્વિકાર, ઇંદ્રિયજીત, [1]અને જ્ઞાનથી તૃપ્ત,
છે જેને [2]લોષ્ટાશ્મ સમ [3]કાંચન, તે છે યુકત. ૮

[4]સુહૃદ, મિત્ર, [5]અરિ [6]મધ્ય ને, [7]સાધુ [8]ઉદાસી [9]દ્વેષ્ય,
બંધુ, પાપિ એ સર્વમાં, [10]સમમતિ છેજ વિશેષ. ૯

નિત્ય યોગિ મન સ્થિર કરે, કરિ એકાંત વાસ,
[11]વપુ મન વશ કરિ એકલો, મૂકિ [12]પરિગ્રહ આશ. ૧૦

દર્ભ [13]ચર્મ ને વસ્ત્રનું, નિજ આસન કરિ સ્થીર,
શુચિ જગ્યામાં મૂકિ, અતિ, નિચ ઉંચ નહિ, ધીર. ૧૧

ત્યાં બેસી મન સ્થિર કરી, કરે આત્મ શુધ્યર્થ,
કરિ વશ [14]ચિ-તેંદ્રિય ક્રિયા, યોગિ, યોગ સમર્થ. ૧૨

શિર, [15]ગ્રિવા, વપુને અચલ, કરિ સમ સ્થિર રાખીજ,
[16]દિશુને નહિ જોતાંજ, નિજ, [17]નાસિકાગ્ર જોઈજ. ૧૩

થઈ શાંત ને ભય રહિત, બ્રહ્મચારિ વ્રતવાન,
કરિ મન વશ મત્પર રહે [18]મચ્ચિત યોગી મહાન. ૧૪

---

૧ જ્ઞાન તથા વિજ્ઞાન. ૨ લોષ્ટ એટલે માટીના ઢેફાં અને અશ્મ એટલે પથ્થર. ૩ સોનું. ૪ સ્વભાવથીજ સ્નેહી. ૫ શત્રુ. ૬ મધ્યસ્થ. ૭ સદાચારી. ૮ ઉપેક્ષા કરનાર. ૯ દ્વેષ કરવા લાયક. ૧૦ સમાન બુદ્ધિ રાખનાર. ૧૧ શરીર. ૧૨ સંસાર. ૧૩ કાળા મૃગનું ચામડું. ૧૪ મન તથા ઇંદ્રિયો. ૧૫ ગળાનો પાછલો ભાગ. ૧૬ દિશાઓ. ૧૭ નાકની ટોચ. ૧૮ મારા આત્મસ્વરૂપમાં મન રાખનાર.

युंजन्नेवं सदाऽऽत्मानं योगी नियतमानसः ।
शांतिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥ १५ ॥

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकांतमनश्नतः ।
न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥ १६ ॥

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगोभवति दुःखहा ॥ १७ ॥

यदा विनियतं चितमात्मन्येवावतिष्ठते ।
निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥ १८ ॥

यथा दीपो निवातस्थो नेंगते सोपमा स्मृता ।
योगिनो यतचितस्य युंजतो योगमात्मनः ॥ १९ ॥

यत्रोपरमते चितं निरुद्धं योगसेवया ।
यत्र चैवात्मनाऽऽत्मानं पश्यन्नात्मनि तुष्यति ॥ २० ॥

सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम् ।
वेत्ति यत्र नं चैवायं स्थितश्चलति तत्त्वतः ॥ २१ ॥

નિત્ય જોડતાં એમ મન, યોગિ વશ કાર ચિત્ત,
પરં શાંત [૧૯]મુજરૂપને, પામે છે ખચ્ચિત. ૧૫

અતિ નિદ્રા, જાગૃત અતી, ઉપવાસી બહુ અહારિ,
થાય યોગ નહિ તેમને, કુંતીસુત બળધારિ. ૧૬

[૧]વિહારકર્મ ચેષ્ટા વળિ, અહાર [૨]સ્વપ્ન જાગર્ણ,
નિયમિત જેના તેમને, થાય યોગ [૩]દુખહર્ણ. ૧૭

ચિત્ત કરેલું વશ યદા, સ્થિર આત્મામાં થાય,
નિસ્પૃહ સૌ [૪]કામો થકી, તદા યુકત કહેવાય. ૧૮

જેમ વાયુ વિણુ સ્થાનમાં, દીપે સ્થિર રહેવાય,
આત્મયોગિ વશ ચિત્તને, ઉપમા તે કહેવાય, ૧૯

જેમાં યોગાચરણથી, વશ મન શાંતજ થાય,
જોતાં મનથી આત્મને, આત્મામાં [૫]તોષાય. ૨૦

[૬]બુદ્ધિગ્રાહ્ય, [૭]અતીન્દ્રિય સુખ, પામે છે અત્યંત;
રહિ જેમાં ખસતો નથી, તત્વથીજ એ સંત. ૨૧

---

૧૯ મારૂં આત્મસ્વરૂપ. ૧ ગતિ. ૨ નિદ્રા. ૩ દુઃખ હરનાર. ૪ કામના. ૫ સંતોષ પામે. ૬ બુદ્ધિથી ગ્રહણ કરાય એવું. ૭ ઇંદ્રિય સંબંધથી પર.

यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥ २२ ॥

तं विद्यादुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्योयोगोनिर्विण्णचेतसा ॥ २३ ॥

संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।
मनसैवेंद्रियग्रामं विनियम्य समंततः ॥ २४ ॥

शनैःशनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥ २५ ॥

यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ २६ ॥

प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ २७ ॥

युंजन्नेवं सदाऽऽत्मानं योगी विगतकल्मषः ।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥ २८ ॥

જે પામી માને ન કંઇ, અધિક લાભ તેથીજ,
જેમાં સ્થિત તો થાય નહિ, ચલિત મહા દુખથીજ. ૨૨

પાર્થ જાણવો યોગ તે, રહિત દુખ સંયોગ,
નિશ્ચય નિર્દુખ ચિત્તથી, આચરવા એ યોગ. ૨૩

સંકલ્પે થતિ કામના, મૂકી સર્વ અશેષ,
ઇંદ્રિય ગણને ૮સર્વથી, કરિ વશ મનથી વિશેષ. ૨૪

ધીરે ધીરે આત્મમાં, ધીર બુધ્ધિયે સાર,
સ્થાપી મન, શાંતજ બને, ચિંતે નહીં લગાર. ૨૫

જે જે પ્રત્યે જાય છે, મન ચંચલ અસ્થીર,
તેથી પાછું ખેંચિ, વશ કરે આત્મમાં ધીર. ૨૬

૧બ્રહ્મભૂત નિષ્પાપ વળિ, શાંત રજોગુણ મંન,
એ યોગીને તો મળે, સુખ ઉત્તમ અર્જુન. ૨૭

સદા જોડતાં એમ મન, યોગી પાપ રહીત,
સેજે પામે સુખ, અતી ૨બ્રહ્મસ્પર્શ સહીત. ૨૮

---

૮ ચોમેરથી. ૧ બ્રહ્મ થયેલ. ૨ સાક્ષાત્કાર.

सर्वभूतस्थमात्मानं सर्वभूतानिचात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ २९ ॥

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥ ३० ॥

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥ ३१ ॥

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥ ३२ ॥

अर्जुन उवाच ॥

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ।
एतस्याहं न पश्यामि चंचलत्वात्स्थितिं स्थिराम् ॥३३॥

चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥ ३४ ॥

૩પોતાને સૌ ભૂતમાં, સૌને ૪નિજમાં સાર,
જુવે આત્મ યોગી મુની, સૌમાં સમ જોનાર. ૨૯

જે મુજને સૌમાં જુવે, સૌને ૫મુજમાં જોય,
હું તેને અળગો નથી, નહિ મુજથી તે હોય. ૩૦

સર્વ ભૂતમાં સ્થિત મને, ભજે ઐક્યથી જેહ,
વર્તતાંજ સૌ રીત, પણ મુજમાં વર્તે તેહ. ૩૧

દેખે સૌમાં ૬આત્મવત સમાન સુખ દુખ સાર,
અર્જુન યોગી શ્રેષ્ઠ તે, મુજ મતથી નિરધાર. ૩૨

## અર્જુન કહે છે.

મધુસુદન આ યોગ જે, આપે કહ્યો સમાન,
સ્થિતિ સ્થિર તે તણિ દેખું નહિ, મન ચંચલ ભગવાન. ૩૩

મન ચંચલ, બળવાન, દૃઢ, ૭વિક્ષેપજ કરનાર.
૮નિગ્રહ તેનો વાયુવત ૯દુષ્કર માનું સાર. ૩૪

---

૩ પોતાના આત્માને. ૪ પોતાના આત્મમાં ૫ મારા આત્મ સ્વરૂપમાં ૬ પોતાની પેઠે. ૭ ક્ષોભ. ૮ રોકવું, વિરોધ. ૯ દુઃખે કરાય એવું.

श्रीभगवानुवाच ॥

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥ ३५ ॥

असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥ ३६ ॥

अर्जुनउवाच ॥

अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।
अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥ ३७ ॥

कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिवनश्यति ।
अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि ॥ ३८ ॥

एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।
त्वदन्यः संशयस्यास्य छेत्ता नह्युपपद्यते ॥ ३९ ॥

श्रीभगवानुवाच ॥

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।

## શ્રીભગવાન કહે છે.

ચંચલ [૧]દુર્નિગ્રહજ મન સંશય કંઇ ન લગાર,
પણ અભ્યાસ વિરાગથી કરાય વશ નિરધાર. ૩૫

[૨]અજિતેંદ્રિયને મુજ મતે છેજ યોગ [૩]અપ્રાપ્ય,
જીતેંદ્રિય ઉદ્યોગિને ઉપાયથી છે પ્રાપ્ય. ૩૬

## અર્જુન પુછે છે.

[૪]અયતી. શ્રદ્ધાવાન, [૫]મનચલિત યોગથી જેહ,
યોગ સિદ્ધિ પામીજ નહિ, શું ગતિ પામે તેહ. ૩૭

શું બન્નેથી ભ્રષ્ઠ થઇ, બ્રહ્મ માર્ગમાં મૂઢ,
[૬]છિન્ન [૭]અભ્રની પેઠે તે, પામે નાશ વિમૂઢ. ૩૮

એ મુજ સંશય મૂળથી, આપ છેદવા યોગ્ય,
છેદનાર બીજો નથી, કોઈ આપવિણ જોગ્ય. ૩૯

---

૧ દુઃખે કરી વશ્ય કરવા શકય. ૨ જેણે ઇંદ્રિયો વશ્ય કરી નથી તે. ૩ નહિ પમાય એવો. ૪ પ્રયત્ન નહિ કરનાર. ૫ ચળેલ મનવાળો. ૬ છેદાયલું, જુદું પડેલું. ૭ વાદળું.

नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥ ४० ॥

प्राप्यपुण्यकृताँल्लोकानुषित्वा शाश्वतीः समाः ।

शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥ ४१ ॥

अथवा योगिनामेव कुले भवति धीमताम् ।

एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥ ४२ ॥

तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम्

यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन ॥ ४३ ॥

पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।

जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥ ४४ ॥

प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।

अनेकजन्मसंसिद्धस्ततोयाति परां गतिम् ॥ ४५ ॥

तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।

कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥ ४६ ॥

योगिनामपि सर्वेषां मद्गतेनांतरात्मना ।

श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥ ४७ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृ-
ष्णार्जुन संवादे आत्मसंयमयोगोनाम षष्ठोऽध्यायः ॥६॥

## શ્રીભગવાન કહે છે.

પાર્થ થાય નહિ તે તણો, અહિં પરલોકે નાશ,
[1]શુભકૃત પામે કોઇ નહિ, [2]દુર્ગતિરૂપ વિનાશ. ૪૦

પુણ્યલોકને પામિ, વસિ ઘણાં વર્ષ ત્યાં સાર,
લે [3]શુચિ ધનિના, ઘર વિષે, [4]યોગભ્રષ્ટ અવતાર. ૪૧

અથવા થાયે જ્ઞાનિના, કુળમાં એ ઉત્પન્ન,
લોક વિષે એ જન્મ છે, દુર્લભ, કુરૂનન્દન. ૪૨

પૂર્વ દેહની બુદ્ધિનો, ત્યાં પામે સંયોગ,
તેથી પૂરી સિદ્ધિ વિષે, કરે યત્ન બહુ જોગ. ૪૩

[5]અવશ પૂર્વ અભ્યાસથી, થઇ તે પણ ખેંચાય,
યોગ તણો [6]જીજ્ઞાસુ પણ, [7]વેદ ઉલંઘી જાય. ૪૪

પ્રયત્નથી ઉદ્યોગિ જે, યોગી પાપથી [8]શુધ્ધ,
પામે શ્રેષ્ટ ગતીજ તે, બહુ જન્મે થૈ [9]બુદ્ધ. ૪૫

યોગી અધિક તપસ્વિથી, અધિક જ્ઞાનિથી સાર,
અધિક કર્મિથી માટ તું, થા યોગી નિરધાર. ૪૬

સર્વ યોગિના મધ્યમાં, [10]મુજગત મનથી જેહ.
શ્રદ્ધાવાન ભજે મને, યોગી શ્રેષ્ટ છે તેહ. ૪૭

---

૧ શુભ કરનાર. ૨ ખરાબ ગતિ. ૩ પવિત્ર. ૪ યોગથી ભ્રષ્ટ થયેલો. ૫ અસ્વતંત્ર. ૬ જાણવાની ઇચ્છાવાળો. ૭ વેદમાં કહેલ કર્મફ્લ. ૮ પવિત્ર. ૯ જ્ઞાની. ૧૦ મારા આત્મસ્વરૂપમાં રાખેલા.

# ॥ अथ सप्तमोऽध्यायः ॥

श्री भगवानुवाच ॥

मय्यासक्तमनाः पार्थ योगं युंजन्मदाश्रयः ।
असंशयं समग्रं मां यथाज्ञास्यसि तच्छृणु ॥ १ ॥

ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥ २ ॥

मनुष्याणां सहस्त्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥ ३ ॥

भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥ ४ ॥

अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥ ५ ॥

एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।
अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥ ६ ॥

મુજગત મન, મુજ આશ્રયી, કરતાં યોગજ એમ,
જાણે તું મુજ રૂપ સૌ, નિશ્ચય સાંભળ તેમ. ૧.

સવિજ્ઞાન આ જ્ઞાન તો, કહું તુજનેજ અશેષ,
જાણી જે, અહિ જાણવા, ફરિ નહિ રહે [૧]અવશેષ. ૨.

કોઇ હજારો [૨]મનુજમાં, કરે યત્ન [૩]સિધ્ધ્યર્થ,
સિધમાં પણ જાણે મને, [૪] તત્વે કોક સમર્થ. ૩.

[૫]ભૂ, જલ, અગ્ની વાયુ, [૬]નભ, મન, બુદ્ધી અહંકાર,
એમ [૭]ભિન્ન, મુજ જાણવી, પ્રકૃતિ અષ્ટ પ્રકાર. ૪.

પણ એ [૮]અપરા, એથિ મુજ, [૯]પરા [૧૦]અન્ય તું ધાર,
જીવભૂત, મહાબાહુ, જે, સૃષ્ટીને ધરનાર. ૫.

[૧૧]એ [૧૨]યોનીથી થાય છે, જાણ ભૂત સૌ એમ,
કર્ત્તા હું સૌ સૃષ્ટીનો, [૧૩]સંહર્તા, પણ તેમ. ૬.

---

૧ બાકી. ૨ માણસ. ૩ સિદ્ધિ માટે. ૪ તત્વજ્ઞાનથી. ૫ પૃથ્વી ૬ આકાશ. ૭ જુદી જુદી. ૮ જડ હોવાથી નિકૃષ્ટ. ૯ ચૈતન્ય હોવાથી ઉત્કૃષ્ટ. ૧૦ બીજી. ૧૧ જડ ચૈતન્ય રૂપ પ્રકૃતિ. ૧૨ કારણ. ૧૩ સંહાર કરનાર.

मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ ७ ॥
रसोऽहमप्सु कौंतेय प्रभाऽस्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥ ८ ॥
पुण्यो गंधः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥ ९ ॥
बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।
बुद्धि बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥ १० ॥
बलं बलवतामस्मि कामरागविवर्जितम् ।
धर्माविरुद्धोभूतेषु कामोऽस्मि भरतर्षभ ॥ ११ ॥
ये चैव सात्विका भावा राजसास्तामसाश्च ये ।
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥ १२ ॥
त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥ १३ ॥
दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥ १४ ॥

મુજથી પર બીજો નથી, [1]હેતૂ એનો કોઇ,
સુત્રે મણિવત સર્વ આ, મુજમાં રહ્યું પરોઇ. ૭.

છું રસ જળમાં, છું [2]પ્રભા, ચંદ્ર સુર્યની, હુંજ,
શબ્દ નભે વેદે [3]પ્રણવ, ઉદ્યમ નરમાં છુંજ. ૮.

પુણ્ય ગંધ છું ભૂમિમાં, તેજ અગ્નિમાં સાર,
જીવન સૌ ભૂતો વિષે, તપસ્વિમાં તપ, ધાર. ૯.

બીજ સનાતન સર્વનું, પાર્થ મને તું જાણ,
બુદ્ધિમાનની બુધ્ધિ હું, તેજ તેજિનું, માન. ૧૦.

છું હું બળ બળિયાતણું, [4]કામ [5]રાગ [6]વર્જીત,
સર્વ ભૂતમાં કામ હું, અર્જુન ધર્મ સહિત. ૧૧.

જે સાત્વિક, રાજસ તથા, તામસ ભાવો જેહ,
હું તેમાં નહિ, જાણ તે મુજથી મુજમાં તેહ. ૧૨.

એ ગુણમય ત્રણ ભાવથી, રહ્યું જગત આ મોહી,
જાણે નહિ પર એથિ, જે હું અવ્યય છું કોઇ. ૧૩.

માયા મુજ ગુણિ દૈવિએ, દુઃખે કરી તરાય,
પણ ભજેછે મુજનેજ જે, તે એને તરી જાય. ૧૪.

---

૧ કારણ. ૨ કાંતિ. ૩ ઓંકાર. ૪ ઇચ્છા. ૫ પ્રીતી. ૬ રહિત.

न मां दुष्कृतिनो मूढाः प्रपद्यंते नराधमाः ।
माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥ १५ ॥

चतुर्विधा भजंते मां जनाः सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥ १६ ॥

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्ति र्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥ १७ ॥

उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मेमतम् ।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥१८॥

बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ १९ ॥

कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यंतेऽन्यदेवताः ।
तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥ २० ॥

यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्या चलां श्रद्धां तामेव विद्धाम्यहम् ॥ २१ ॥

અધમ, પાપિ ને મૂઢ વળિ, માયાયે [1]હ્ત્ઙતજ્ઞાન,
અસુરભાવ આશ્રીત નર, ભજે ન મુજને, જાણુ ૧૫.

પુણ્યવાન મુજને ભજે, ચાર જાતના જેહ,
રોગી,[2]જીજ્ઞાસુ વળી [3]અર્થી, જ્ઞાની તેહ. ૧૬.

તેમાં પણ જ્ઞાની વધે, એક ભક્ત [4]નિતયુક્ત,
હું આત પ્રિય છું જ્ઞાનિને, મુજનેછે તે મુકત. ૧૭.

ઉદાર સૌ એ, જ્ઞાનિ તો, માનું આત્મ સ્વરૂપ,
આત્મ યુકત તે આશ્રયે, ઉત્તમ ગતિ મુજરૂપ. ૧૮

જ્ઞાનવાન પામે મને, બહુ જન્માન્તે સાર,
"સર્વ બ્રહ્મ" જોતાંજ, તે દુર્લભ છે નિરધાર. ૧૯

ઇચ્છાથી હૃતજ્ઞાન વળિ, નિજ [5]પ્રકુતી વશ જેહ,
બીજા દેવોને ભજે, નિયમ આચરી તેહ. ૨૦

જે ભકતો ભજવા ઇચ્છે, શ્રદ્ધાયે જે દેવ,
તેની તે પ્રત્યે કરૂં, દૃઢ શ્રદ્ધા તતખેવ ૨૧

---

૧ હરાયલા. જ્ઞાનવાળા. ૨ આત્મજ્ઞાનની ઇચ્છાવાળો. ૩મતલબી
૪ નિત્યયોગી. ૫ સ્વભાવ.

स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभतेच ततः कामान्मयैव विहितान्हितान् ॥ २२ ॥

अंतवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।
देवान्देवयजो यांतिमद्भक्ता यांति मामपि ॥ २३ ॥

अव्यक्तं व्यक्तिमापन्नं मन्यंते मामबुद्धयः ।
परं भावमजानंतो ममाव्ययमनुत्तमम् ॥ २४ ॥

नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।
मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥ २५ ॥

वेदाहं समतीतानि वर्तमानानिचार्जुन ।
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥ २६ ॥

इच्छाद्वेषसमुत्थेन द्वंद्वमोहेन भारत ।
सर्वभूतानि संमोहं सर्गे यांति परंतप ॥ २७ ॥

येषां त्वंतगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वंद्वमोहनिर्मुक्ता भजंते मां दृढव्रताः ॥ २८ ॥

તે શ્રદ્ધાયે યુકત એ, ભજે દેવને સાર,
ઇચ્છિત પામે તે થકી, મુજ નિર્મિત તે, ધાર, ૨૨

પણ તે અલ્પ મતીજને, ફૂલતો નાશી થાય,
મળે [1]દેવયજિ દેવને, મુજ ભકતો મુજમાંય. ૨૩

[2]અલ્પધિ, હું [3]અવ્યકતને, માને [4]વ્યકતજ જેહ,
અતિ ઉત્તમ,, અવિનાશિ મુજ, રૂપ ન જાણે તેહ. ૨૪

જાણાઉં નહિ હું સર્વને, માયાયે ઢાંકેલ,
જાણે મને, અનાશિ અજ, નહિ, જન મૂઢ બનેલ. ૨૫

[5]ભૂત, ભવિષ ને આ સમય, અર્જુન નિપજે જેહ,
જાણું હું તે સર્વને, મુજને નહિ કો તેહ. ૨૬

રાગ દ્વેષથી દ્વંદ્વ જે મોહ, તેણે નિરધાર,
સૃષ્ટિ વિષે સૌ પ્રાણિયો, મોહ પામે છે સાર. ૨૭

પણ જે પુણ્યજનોતણું, ક્ષય પામ્યું દુષ્કૃત,
મુકત દ્વંદ્વ મોહથીજ તે, ભજે મને દૃઢવૃત્ત. ૨૮

---

૧ ઇંદ્રાદિ દેવનું યજન કરનાર. ૨ થોડી બુદ્ધિવાળા. ૩ શરીરાદિ રહિત, અદૃશ્ય. ૪ શરીરવાળો, દૃશ્ય. ૫ ભૂતકાળ.

जरामरणमोक्षाय मामाश्रित्य यतंति ये ।
ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥ २९ ॥

साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ।
प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥ ३० ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृ-
ष्णार्जुनसंवादे ज्ञानविज्ञानयोगोनाम सप्तमोऽध्यायः ॥७॥



જરા મરણ ટળવા કરે, આશ્રિ મને જે યત્ન,
તે જાણે અધ્યાત્મ સૌ, બ્રહ્મ કર્મ પણ [1]કૃત્સ્ન. ૨૯

અધિભૂત દૈવ યજ્ઞ સહિત જાણે મુજને જેહ,
અંતે પણ જાણે મને, યોગિ વિવેકી તેહ, ૩૦



---

૧ બધું.

# ॥ अथाष्टमोऽध्यायः ॥

अर्जुन उवाच ॥

किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥ १ ॥

अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ।
प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥ २ ॥

श्रीभगवानुवाच ॥

अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्म मुच्यते ।
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥ ३ ॥

अधिभूतं क्षरो भावःपुरुषश्चाधिदैवतम् ।
अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥ ४ ॥

अंतःकाले च मामेव स्मरन्मुक्त्वाकलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥ ५ ॥

## અર્જુન કહે છે.

શું તે બ્રહ્મ અધ્યાત્મ શું શું વળિ કર્મજ સોય,
શું અભિભૂત કહેલ છે, શું અધિદૈવજ હોય. ૧

શું અધિયજ્ઞજ, કેમ એ, આ વપુમાં રહેનાર,
અંતે તમને કેમ વળિ, વશમન જાણે સાર. ૨

## શ્રીભગવાન કહે છે.

[1]પર અક્ષર એ બ્રહ્મ છે, છે અધ્યાત્મ [2]સ્વભાવ,
[3]વિસર્ગને કહે કર્મ, જે, કરે [4]સૃષ્ટિનો ભાવ. ૩

[5]અધિભૂતજ ક્ષરભાવ છે, [6]પુરૂષજ છે અધિદૈવ,
આ વપુમાં [7]અધિયજ્ઞ છું, નરવર હુંજ [8]તથૈવ. ૪

અંત સમય સ્મરતાં મને, દેહ મૂકિને જાય,
પામે તે મુજ [9]ભાવને, નહિ સંશય તે માંય. ૫

---

૧ નાશરહિત પરમાત્મા. ૨ બ્રહ્મનું પ્રત્યેક શરીરમાં જીવરૂપે હોવું. ૩ યજ્ઞ. ૪ વૃષ્ટયાદિદ્વારા ઉત્પત્તિ. ૫ નાશવંત પદાર્થ. ૬ વિરાટ, હિરણ્યગર્ભ. ૭ સર્વ યજ્ઞના અધિષ્ઠાતા, કર્મફળદાતા ૮ તેજ રીતે. ૯ સ્વરૂપ.

यं यं वापि स्मरन्भावं त्यजत्यंते कलेवरम् ।
तं तमेवैतिकौंतेय सदा तद्भावभावितः ॥ ६ ॥

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्धय च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥ ७ ॥

अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिंतयन् ॥ ८ ॥

कविं पुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः ।
सर्वस्य धातारमचिंत्यरूपमादित्यवर्णं तमसः परस्तात् ॥९ ॥

प्रयाणकाले मनसाऽचलेन भक्त्या युक्तो योगबलेन चैव ।
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक् स तं परं पुरुषमुपैति दिव्यम् ॥१०॥

यदक्षरं वेदविदो वदंति विशंति यद्यतयो वीतरागाः ।
यदिच्छंतो ब्रह्मचर्यं चरंति तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥११॥

सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुद्धय च ।
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥१२॥

સ્મરતાં જે જે [૧]ભાવને, ત્યજે છે અંતે દેહ,
પામે તે તે ભાવને, [૨]તદ્દભાવિત નિતછેહ. ૬

માટે સ્મર મુજને સદા, યુધ કર ને તું સાર,
મુજમાં મન મતિ અર્પિ તું મળિશ મને નિરધાર. ૭

મન અભ્યાસે યુકત જે, બીજે નહિ જાનાર,
પામે તેણે ચિંતતાં, પરમ પુરૂષને સાર. ૮

ચિંતેજજે, એ [૩]કવિ, ને [૪]પુરાણ, [૫]શાસ્તા તથા સૂક્ષ્મ અતીજ જાણ
સૌને જ [૬]ધાતા, નહિ ચિંત્યરૂપ, અજ્ઞાનથી દૂર રવિસ્વરૂપ ૯

[૭]પ્રયાણકાળે સ્થિર ચિત્તથીજ, રૂડી રિતે યોગ બળે કરીજ,
તે ભકત, રાખી ભ્રુવચેજ પ્રાણ, પામે પરંપુરૂષ [૮]દિવ્ય જાણ. ૧૦

જેને કહે [૯]વેદવિદોજ બ્રહ્મ, જેમાં પ્રવેશે યતિયોજ સંમ,
જે ઈચ્છિ પાળે બ્રહ્મચર્ય વ્રત, ટુંકે તને કો પદ તેજ સત્ત. ૧૧

સર્વ [૧૦]દ્વારને વશ કરી, રૂંધિ હૃદયમાં મન્ન,
રાખિ પ્રાણ, ભ્રૂમધ્યમાં, ધરિ સ્થૈર્ય અર્જુન્ન. ૧૨

---

૧ દેવતાવિશેષ. ૨ તેનું સર્વદા ચિંતન કરનાર. ૩ સર્વજ્ઞ. ૪ અનાદિસિદ્ધ. ૫ નિયંતા, નિયમમાં રાખનાર. ૬ ઉત્પન્ન કરનાર. ૭ અંતકાળે. ૮ પ્રકાશમાન. ૯ વેદાર્થ જાણનાર. ૧૦ ઈંદ્રિયોનાં દ્વાર.

ॐमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥१३॥

अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥१४॥

मामुपेत्य पुनर्जन्म दुखालयमशाश्वतम् ।
नाप्नुवंति महात्मनः संसिद्धिं परमां गताः ॥१५॥

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौंतेय पुनर्जन्म न विद्यते ॥१६॥

सहस्रयुगपर्यंतमहर्यद्ब्रह्मणो विदुः ।
रात्रिं युगसहस्रां तां तेऽहोरात्रविदो जनाः ॥१७॥

अव्यक्ताद्व्यक्तः सर्वाः प्रभवंत्यहरागमे ।
रात्र्यागमे प्रलीयंते तत्रैवाव्यक्तसंज्ञके ॥१८॥

भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।
रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥१९॥

ૐ એકાક્ષર બ્રહ્મને, ઉચરી સ્મરિને જેહ,
મૂકિ દેહને જાય છે, પરગતિ પામે તેહ. ૧૩

સ્મરે નિત્ય મુજને વળી, [૧]અનન્યમન જે સાર,
નિત્ય યુકત તે યોગિને, હુંજ સુલભ નિરધાર. ૧૪

પામી મને, ફરિ જન્મ જે, [૨]અનિત્ય ને દુખયુકત,
પામે તેને નહિ, મહા, સિદ્ધ થયેલા મુકત. ૧૫

લોક બ્રહ્મલોકે સહિત, પુર્નજન્મ દેનાર,
પામિ મને, મુજ ભકત નહિ, ફરી જન્મ લેનાર. ૧૬

જાણે [૩]દિન બ્રહ્માતણું, હજાર [૪]યુગનું જેહ,
રાત્રી પણ યુગ સહસ્ત્રનિ, રાત્ર દિવસ વિદ તેહ. ૧૭

સૌ [૫]વ્યકતો [૬]અવ્યકતથી, [૭]દિવસે ઉત્પન્ન થાય,
થાય લીન સૌ [૮]રાત્રિયે, તે અવ્યકતજમાંય. ૧૮

તેજ ચરાચર ભૂત આ, અવશજ કુરૂનંદન,
થઇ લય પામે રાત્રિયે, થાય દિને ઉત્પન્ન. ૧૯

---

૧ બીજામાં મન નહિ ભમનાર. ૨ નાશવંત. ૩ સાવન એટલે ૩૬૦ દિવસના વર્ષ પ્રમાણે ચાર અબજ બત્રીસ કરોડ વર્ષનો બ્રહ્માનો દિવસ થાય છે, ને તેટલાજ પ્રમાણની તેની રાત્રિ સમજવી. ૪ ત્રેતાળીશ લાખ વીશ હજાર વર્ષનો યુગ. ૫ ચરાચર ભૂતપ્રાણી. ૬ કારણરૂપ માયા ૭ બ્રહ્માનો દિવસ સમજવો. ૮ બ્રહ્માની રાત્રી સમજવી.

परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातनः ।
यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥२०॥

अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।
यं प्राप्य न निवर्तंते तद्धाम परमं मम ॥२१॥

पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।
यस्यांतःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥२२॥

यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।
प्रयाता यांति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥२३॥

अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छंति ब्रह्म ब्रह्मविदो जनाः ॥२४॥

धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।
तत्र चांद्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥२५॥

शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।
एकया यात्यनावृत्तिमन्ययाऽऽवर्तते पुनः ॥२६॥

એ અવ્યકતથિ પર બીજો, ભાવ સનાતન જેહ,
નાશ થયે સૌ ભૂત પણ, નાશ ન પામે તેહ. ૨૦

કહે અક્ષર અવ્યકત વળિ પરગતિ તેને કહે,
જેને પામિ ન જન્મ લે, મુજ સ્વરૂપ પર તેહ. ૨૧

થાયછેજ પર પુરૂષ તે, એક ભકિતયે પ્રાપ્ત,
જેમાં ભુતો રહે, બધું જેણે છે આ [1]વ્યાપ્ત. ૨૨

મરતાં યોગી જે સમય, ફરિ જન્મે નહિ સાર,
જન્મે ફરિ પણ જેમ, તે, સમય કહું નિરધાર. ૨૩

[2]અર્ચિ, દિવસ, [3]શુધપક્ષને, ઉતરાયણમાં સાર,
જનાર બ્રહ્મજ થાય તે, [4]બ્રહ્મવીદ જન, ધાર. ૨૪

ધુમ, રાત્રિ, [5]વિધપક્ષ ને, દક્ષિણાયને સાર,
જાય, સ્વર્ગ પામી ફરે, કર્મ યોગિ નિરધાર. ૨૫

શુકલ કૃષ્ણ, એ બે ગતી, શાશ્વત આહુંજ મનાય,
એકે પામે મોક્ષ, ફરિ, જન્મ અન્યથી થાય. ૨૬

---

૧ વ્યાપેલું. ૨ અગ્નિ તથા જ્યોતિ ।। પ્રકાશ. ૩ શુકલપક્ષ.
૪ બ્રહ્મને જાણનાર. ૫ કૃષ્ણપક્ષ.

नैते सृती पार्थ जानन् योगी मुह्यति कश्चन ।
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥२७॥

वेदेषु यज्ञेषु तपःसु चैव दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ।
अत्येति तत्सर्वमिदं विदित्वा योगी परं स्थानमुपैति चाद्यम् २८

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे अक्षरब्रह्मयोगोनाम अष्टमोऽध्यायः ॥ ८ ॥



પાર્થ જાણતાં માર્ગ એ, યોગી મોહ્ય ન કોય,
માટે તું યોગીજ, થા, સવ કાળમાં સોય. ૨૭

વેદો વિષે, યજ્ઞતપો વિષે જે, દાનો વિષે પુણ્ય કહેલ છે જે,
પામે બધૂં તે મુનિ જાણિએને, પામે વળી જે પદ આદિ તેને. ૨૮



# ॥ अथ नवमोऽध्यायः ॥

श्रीभगवानुवाच ॥

इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १ ॥

राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥ २ ॥

अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।
अप्राप्य मां निवर्तंते मृत्युसंसार वर्त्मनि ॥ ३ ॥

मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।
मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥ ४ ॥

न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।
भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥ ५ ॥

यथाऽऽकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ।
तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥ ६ ॥

सर्वभूतानि कौंतेय प्रकृतिं यांति मामिकाम् ।
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥ ७ ॥

## શ્રીભગવાન કહે છે.

શુણ્ય તને અતિ ગુપ્ત આ, વિજ્ઞાનેજ સહિત,
જ્ઞાન કહું જે જાણિને, થશે અશુભથિ રહીત. ૧

છે એ વિદ્યારાજ અતિ, [૧]ગુહ્ય, શુધ્ધ ને ધર્મ્ય,
એ અવ્યય ઉત્તમ સુલભ, છે પ્રત્યક્ષે [૨]ગમ્ય. ૨

પણ પુરૂષો એ ધર્મને, ન માનનારા જેહ,
ભમે મૃત્યુ સંસારમાં, પામિ મને નહિ તેહ. ૩

મેં અવ્યકતે સર્વ આ, વ્યાપ્યું જગતજ સાર,
મુજમાં સર્વે ભૂત એ, હું તેમાં ન લગાર. ૪

વળિ મુજમાં નહિ ભૂત એ, જો મુજ ઇશ્વરિ યોગ,
[૩]ધર્ત્તા પાળક હુંજ પણ નહિ એમાં મુજ જોગ. ૫

જેમ રહે નભમાંજ નિત, વાયુ [૪]સર્વગત મહાન,
સર્વ ભૂત પણ તેમ છે, અર્જુન, મુજમાં જાણ. ૬

સૌ પામે [૫]કલ્પક્ષયે, મુજ પ્રકૃતીને સાર,
[૬]કલ્પારંભે હું સ્રજુ, ફરિ તેને નિરધાર. ૭

---

૧ ગુપ્ત. ૨ જણાય એવી. ૩ ધારણ કરનાર. ૪ સર્વ ઠેકાણે રહેલ. ૫ પ્રલયકાળે. ૬ સૃષ્ટિકાળે. કલ્પ એટલે ચાર અબજ બત્રીસ કોડ સાવન વર્ષ,

प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।
भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥ ८ ॥

न च मां तानि कर्माणि निबन्धंति धनंजय ।
उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥ ९ ॥

मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।
हेतुनाऽनेन कौंतेय जगद्विपरिवर्तते ॥ १० ॥

अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावमजानंतो मम भूतमहेश्वरम् ॥ ११ ॥

मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।
राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥ १२ ॥

महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।
भजंत्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥ १३ ॥

सततं कीर्तयंतो मां यतंतश्च दृढव्रताः ।
नमस्यंतश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥ १४ ॥

સ્વીકારી નિજ પ્રકૃતિને, સૃજું ફરિ ફરિ આ ભૂત,
પૂર્વ કર્મથી એ બધા, પરવશ પાંડૂ સૂત. ૮

પણ અસંગિ તે કર્મમાં, ઉદાસીન વત સાર,
હુંછું માટે નહિ મને કર્મ બાધ કરનાર. ૯

મુજ [૧]અધ્યક્ષપણેરચે પ્રકૃતિ વિશ્વનિરધાર,
એજ હેતુયે થાય છે, જગતજ વારંવાર. ૧૦

મુજ ઇશ્વરિ પરભાવને, ન જાણનારા જેહ,
મનુષ દેહિ ધારી મને, નિંદે મૂઢા તેહ. ૧૧

[૨]વ્યર્થ [૩]આશિ ને કર્મિ તે, વ્યર્થ જ્ઞાનિ [૪]વિક્ષીપ્ત,
[૫]મોહિનિ, [૬]રાક્ષસિ, [૭]આસુરી, [૮]પ્રકૃતીતે આશ્રીત. ૧૨

પણ મહાતમા એકચિત દૈવી પ્રકૃતીવાન,
ભજે મને જાણી મને કારણ અવ્યય મહાન. ૧૩

કર્તા કિર્તન નિત્ય કો, દૃઢવ્રત યત્ને સકત,
નમતાં કંઈક ભજે મને, ભકિતયે નિત ભકત. ૧૪

---

૧ અધિષ્ઠાતા. પાસે હોવાથી. ૨ વૃથા, ફોકટ. ૩ આશાવાળો. ૪ વિક્ષેપ પામેલો. ૫ બુદ્ધિભ્રંશ કરનાર. ૬ હિંસાદિ કરાવનાર. ૭ દંભ ગર્વાદિ કરાવનાર. ૮ સ્વભાવ.

ज्ञानयज्ञेन चाप्यन्ये यजंतो मामुपासते ।
एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥ १५ ॥

अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम् ।
मंत्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥ १६ ॥

पिताहमस्य जगतो माता धाता पितामहः ।
वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ॥ १७ ॥

गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।
प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥ १८ ॥

तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।
अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥ १९ ॥

त्रैविधा मां सोमपाः पूतपापा यज्ञेरिष्ट्वा स्वर्गतिं प्रार्थयंते ।
ते पुण्यमासाद्य सुरेंद्रलोकमश्नंति दिव्यान्दिवि देवभोगान् २०

ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ।
एवं त्रयी धर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभंते ॥ २१ ॥

અન્ય ભજેકો જ્ઞાનથી, [૧]ઐકયે [૨]પૃથકેસાર,
કોઈ વિશ્વરૂપે મને, દેખી બહુજ પ્રકાર. ૧૫

હું [૩]ક્રતુ ને હું [૪]યજ્ઞ છું, [૫]સ્વધાજ [૬]ઔષધ હુંજ,
હુંજ, મંત્ર, હું [૭]આજ્ય છું, અગ્નિ હવન હું છુંજ. ૧૬

પિતા પિતામહ જગતનો, માતા [૮]ધાતા હુંજ,
[૯]જ્ઞેય, શુદ્ધ ૐકાર, [૧૦]ઋગ, [૧૧]સામ [૧૨]યજુ હું છુંજ ૧૭

ગતિ, [૧૩]ભર્ત્તા, પ્રભુ, સાક્ષી, હું, [૧૪]શરણ સુહૃત, [૧૫]નીવાસ,
[૧૬]પ્રભવ, [૧૭]પ્રલય, આધાર [૧૮]લય, કારણ છું અવિનાશ. ૧૮

કરૂં તાપ વૃષ્ટી કરૂં, કહિ અવૃષ્ટી સાર,
જીવન મૃત્યુ હુંજ છું, [૧૯]સ્થુલ, [૨૦]સૂક્ષ્મ નિરધાર. ૧૯

[૨૧]વેદત્રયી [૨૨]સોમપિ શુધ્ધ છે જે, યજ્ઞેયજીસ્વર્ગ ગતી ઇછે તે
પામીજ તે પુણ્ય સુરેંદ્રલોક, ત્યાં ભોગવે દિવ્યજ દેવભોગ. ૨૦

તે ભોગવી સ્વર્ગપુરીજ મોટી, આવે અહીં પુણ્યગયેજ ખુટી,
એમ [૨૩]ત્રયીધર્મ અનુસરે છે, તે અર્થકામી જઇને વળે છે. ૨૧

---

૧ એકપણાથી અહંગ્રહ ઉપાસનાથી. ૨ જુદાપણાથી. ૩ અગ્નિષ્ટે નાદિ યજ્ઞ. ૪ નિત્ય પંચયજ્ઞાદિ. ૫ શ્રદ્ધાદિ. ૬ અન્નવા ઔષધિ. ૭ ધૃતાદિ. ૮ કર્મફળ દેનાર. ૯ જાણવા લાયક. ૧૦, ૧૧ ૧૨, ત્રણે વેદોના નામ. ૧૩ પોષણ કરનાર. ૧૪ રક્ષક. ૧૫ રહે-વાનું સ્થાન. ૧૬ સૃષ્ટી કરનાર. ૧૭ નાશ કરનાર. ૧૮ લયસ્થાન. ૧૯ દૃશ્ય પદાર્થ. ૨૦ અદૃશ્ય વસ્તુ. ૨૧ ઋગ, સામ અને યજુર્વેદ જાણનાર. ૨૨ સોમવલ્લી પીનાર. ૨૩ ત્રણે વેદે કહેલ કર્મમાર્ગ.

अनन्याश्चिंतयंतो मां ये जनाःपर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥२२॥

येऽप्यन्यदेवताभक्ता यजंते श्रद्धयान्विताः ।
येऽपि मामेव कौंतेय यजंत्यविधिपूर्वकम् ॥२३॥

अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानंति तत्त्वेनातश्च्यवंति ते ॥२४॥

यांति देवव्रता देवान् पितॄन्यांति पितृव्रताः ।
भूतानि यांति भूतेज्या यांति मद्याजिनोऽपि माम् ॥२५॥

पत्रं पुष्पं फलं तोयं योमे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥२६॥

यत्करोषि यदश्नासि यज्जुहोषिददासि यत् ।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥२७॥

शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबंधनैः ।
संन्यासयोगयुक्तात्माविमुक्तो मामुपैष्यसि ॥२८॥

પણ [1]કર અનન્ય ભકતો મને, ચિંતી સેવે સાર,
[2]યોગક્ષેમ હું તે તણો, ચલાવું છું નિરધાર. ૨૨

અન્ય દેવને જે ભજે, શ્રદ્ધા ભાવ સહીત,
ભજે છે તે મુજનેજ, પણ, [3]વિધિથી છેજ રહીત. ૨૩

હું ભોકતા સૌ યજ્ઞનો, પ્રભુ પણ હું નિરધાર,
જાણે મને ન તત્વથી, ફરી તે આવે સાર. ૨૪

મળે દેવયજિ દેવને, પિતૃને પિતૃ ભકત,
[4]ભૂતયજી [5]ભૂતોજને, મુજમાં મુજને સકત. ૨૫

પત્ર પુષ્પ ફલ જલ મને, અર્પે પ્રીત્યે જેહ,
ગ્રહણ કરૂં તે શુધ્ધનું, પ્રીત્યે અર્પિત તેહ. ૨૬

કરે, ખાય, હોમે વળી, આપે પણ તું જેય,
તપ કરેજ, તે સૌ મને, અર્પી દે કૌંતેય. ૨૭

એમ શુભાશુભ ફલ થકી, અર્જુન છુટી જઈશ,
સંન્યાસી ને મુકત થઈ, મુજને તુંજ મળીશ. ૨૮

---

૧ બીજામાં મન નહિ રાખનાર. ૨ અપ્રાપ્તનું મેળવવું ને પ્રાપ્તનું રક્ષણ કરવું. ૩ મોક્ષપ્રાપક વિધિ. ૪ ક્ષુદ્ર દેવને યજનાર. ૫ ક્ષુદ્ર દેવ.

समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।
ये भजंति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥ २९ ॥

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥३०॥

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ।
कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥३१॥

मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिम् ॥३२॥

किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥ ३३ ॥

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥३४॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे राजविद्याराजगुह्य योगोनाम
नवमोऽध्यायः ॥ ९ ॥



છું હું સમ સૌ [1]ભૂતમાં, પ્રિય અપ્રિય નહિ કાંઇ,
ભજે મને ભાવેજ, તે મુજમાં હું તેમાંઇ. ૨૯

દુરાચારિ પણ હોય જે, ભકત મને ભજનાર,
સાધૂ તે વળી જાણવો, [2]સમ્યક્ નિશ્ચયિ સાર. ૩૦

થાય તુર્ત ધર્મીજ, નિત, શાંતિ પામે તેહ,
નાશ ન પામે ભકત મુજ, અર્જુન જાણી લેહ. ૩૧

સ્ત્રી, [3]વૈશ્યો, શૂદ્રો તથા, ચાંડાલો પણ જેહ,
અર્જુન મુજ આશ્રય કરી, પરગતિ પામે તેહ. ૩૨

તો પછિ બ્રાહ્મણ ક્ષત્રિયો, પામે તેમાં શું જ,
અસુખ, [4]અનિત્યજ લોક આ, પામિ મને ભજ તુંજ. ૩૩

થા [5]મન્મન, મુજ ભકત થા, [6]મદ્યજિ નમ, મુજનેજ,
થઈ [7]મત્પર, મન જોડીને, પામિશ તુંજ [8]મનેજ. ૩૪



---

૧ પ્રાણી. ૨ સારી રીતે. ૩ કેવળ ખેતી કરનાર. ૪ નાશવંત. ૫ મારા આત્મસ્વરૂપમાં ચિત્ત રાખનાર. ૬ મારૂં યજન કરનાર. ૭ મારા આત્મસ્વરૂપમાં તત્પર. ૮ મારા આત્મસ્વરૂપને.

## ॥ अथ दशमोऽध्यायः ॥

श्रीभगवानुवाच ॥

भूय एव महाबाहो शृणु मे परमं वचः ।
यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥ १ ॥

न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।
अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥ २ ॥

यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।
असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥ ३ ॥

बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।
सुखं दुखं भवोऽभावो भयं चाभयमेव च ॥ ४ ॥

अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।
भवंति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥ ५ ॥

महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।
मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥ ६ ॥

## શ્રીભગવાન કહે છે.

શુણ ફરીજ મહાબાહુ તું, અતિ ઉત્તમ મુજવાણ,
જે, તું પ્રિયને હું કહું, હિતેચ્છાયે જાણ. ૧

જાણે નહિ મુજ [1]પ્રભવને, મુનિ દેવો નિરધાર,
કારણ મુનિ દેવો તણું, છું હું સર્વ પ્રકાર. ૨

અજ, અનાદિ, ઇશ લોકનો, જાણે મુજને જેહ,
મનુષ્યમાં સૌ પાપથી, છુટે મોહવિણ તેહ. ૩

બુદ્ધિ, જ્ઞાન, [2]અસંમોહ, [3]દમ, ક્ષમા, સત્ય, [4]શમ સાર.
સુખ દુઃખ, [5]ભાવ [6]અભાવ વળિ, ભય અભયજ નિરધાર. ૪

અહિંસા, [7]સમતા તપ વળિ, [8]તુષ્ટિ, અયશ, યશ, દાન,
થાય ભાવ સૌ પ્રાણિને, મુજથી બહુવિધ માન. ૫

[9]સપ્ત, [10]ચાર રૂષિ, [11]મનુ, પ્રથમ, [12]મદ્‌ભાવી તે સાર,
થયાજ મનથી, જેનિ આ, પ્રજા લોકમાં ધાર. ૬

---

૧ ઉત્પત્તિ. ૨ મોહરહિતપણું. ૩ બહારની ઇંદ્રિયોનું દમન. ૪ અંતઃકરણને વશ્ય કરવું. ૫ ઉત્પત્તિ. ૬ નાશ. ૭ સમાનપણું. ૮ સંતોષ. ૯ ભૃગુઆદિ સાત ઋષિ. ૧૦ સનકાદિ ચાર ઋષિ. ૧૧ સ્વાયંભૂઆદિ ચૌદ મનુ. ૧૨ મારા પ્રભાવવાળા.

एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ।
सोऽविकंपेन योगेन युज्यते नात्र संशयः ॥ ७ ॥

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजंते मां बुधा भावसमन्विताः ॥ ८ ॥

मच्चित्ता मद्गतप्राणा बोधयंतः परस्परम् ।
कथयंतश्च मां नित्यं तुष्यंति च रमंति च ॥ ९ ॥

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते ॥ १० ॥

तेषामेवानुकंपार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्म भावस्थो ज्ञान दीपेन भास्वता ॥ ११ ॥

अर्जुनउवाच ॥

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥ १२ ॥

મુજ [૧]વિભૂતિ વળિ યોગએ, જાણે તત્વે જેય,<br>
જોડાયે સ્થિર યોગમાં, [૨]નિઃસંશય કૌંતેય. ૭

જન્મ [૩]હેતુ હું સર્વનો, થાય સર્વ મુજથીજ,<br>
જાણી એમ ભજે મને, ભાવયુક્ત જ્ઞાનીજ. ૮

રાખી પ્રાણ મન મુજવિશે, જ્ઞાનિ પરસ્પર સાર,<br>
રમે, મને ભજિ જાણિ નિત, ધરાય પણ નિરધાર. ૯

તે નિત પ્રીતિવડે મને ભજનારાને એહ,<br>
[૪]ધિયોગ આપુ જેથિ તો, પામે મુજને તેહ. ૧૦

કરૂં નાશ [૫]અજ્ઞાન તમ, કૃપાથિ તેનુ સાર,<br>
પ્રકાશિતજ્ઞાન દિપે કરિ, અંતર રહિ નિરધાર, ૧૧

## અર્જુન કહે છે.

આપ બ્રહ્મપર ધામ છો, પવિત્ર ને વિશેષ,<br>
આદિ દેવ અજ [૬]વિભુ વળી, દિવ્ય પુરૂષ હમેશ. ૧૨

---

૧ ઐશ્વર્ય. ૨ સંશયરહિત. ૩ કારણબીજ. ૪ જ્ઞાનયોગ.
૫ અજ્ઞાનરૂપી અંધારૂં. ૬ વ્યાપક.

आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥ १३ ॥

सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।
नहि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥ १४ ॥

स्वयमेवात्मनाऽऽत्मानं वेत्थ त्वं पुरुषोत्तम ।
भूतभावन भूतेश देवदेव जगत्पते ॥ १५ ॥

वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥ १६ ॥

कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिंतयन् ।
केषु केषु च भावेषु चिंत्योऽसि भगवन्मया ॥ १७ ॥

विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ।
भूयः कथयः तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥ १८ ॥

श्रीभगवानुवाच ॥

हंत ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ।
प्राधान्यतः कुरुश्रेष्ठनास्त्यंतो विस्तरस्य मे ॥ १९ ॥

એમ આપને સૌ કહે, દેવર્ષિ નારદ વ્યાસ,
દેવલ, અસિત, ઋષી બધા, આપ વદો છો ખાસ. ૧૩

માનું છું એ સત્ય સૌ, આપ કહો છો જેહ,
જાણે નહિ સુર અસુર પણ, [૧]વ્યકિત આપની તેહ. ૧૪

પોતાને પોતેજ તો, જાણો છો ભૂતેશ,
[૨]ભૂતોત્પાદક, જગપતી, પુરૂષોત્તમ દેવેશ. ૧૫

છો કહેવાને યોગ્ય નિજ, દિવ્ય વિભૂતિ અશેષ,
જેથિ આપ આ લોકમાં, વ્યાપિ રહ્યા વિશ્વેશ. ૧૬

જાણિ શકું હું આપને, સદા ચિંતતાં કેમ,
કૈ કૈ ચીજે ચિંત્ય છો, આપ જનાર્દન તેમ. ૧૭

પૂરી કહો વિસ્તારથી, યોગ વિભૂતી નીજ,
શુણતાં અમૃત થાય નહિ, મુજને હરિ તૃપ્તીજ. ૧૮

### શ્રીભગવાન કહે છે.

કહિશ વિભૂતી દિવ્ય મુજ, મુખ્ય પાર્થ છે જેહ,
મુજ વિભૂતિ વિસ્તારનો, લાગે નહિ કંઈ છેહ. ૧૯

---

૧ સ્વરૂપ. ૨ પ્રાણિયોને પેદા કરનાર.

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।
अहमादिश्चमध्यं च भूतानामंत एव च ॥ २० ॥

आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ।
मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥ २१ ॥

वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।
इंद्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥ २२ ॥

रुद्राणां शंकरश्चास्मि वित्तेशोयक्षरक्षसाम् ।
वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥ २३ ॥

पुरोधसां च मुख्यं मां विद्धिपार्थ बृहस्पतिम् ।
सेनानीनामहंस्कंदः सरसामस्मि सागरः ॥ २४ ॥

महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।
यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः ॥ २५ ॥

अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ।
गंधर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः ॥ २६ ॥

उच्चैःश्रवसमश्वानां विद्धिमाममृतोद्भवम् ।
ऐरावतं गजेन्द्राणां नराणां च नराधिपम् ॥ २७ ॥

હું આત્મા સૌ ભૂતમાં, રહેલ છું નિરધાર,
આદિ મધ્ય ને અંત પણ, ભૂતોનો હું સાર. ૨૦

છું વિષ્ણુ આદિત્યમાં, મરિચિ વાયુમાં જાણ,
[1]શશિ નક્ષત્રે, જ્યોતિમાં, છું રવિ [2]અંશૂમાન. ૨૧

સામવેદ વેદોવિષે, ઇંદ્ર દેવમાં ધાર,
મન ઇંદ્રિયમાં હુંજ છું, ચેતન ભુતે સાર. ૨૨

શંકર હું રૂદ્રોવિષે, વસુમાં અગ્ની હુંજ,
કુબેર રાક્ષસ યક્ષમાં, મેરૂ [3]શિખરિમાં હુંજ. ૨૩

મને [4]પુરોહિતમાંજ તું, મુખ્ય બૃહસ્પતિ જાણ,
સેનાપતિમાં [5]સ્કંદ હું, [6]અબ્ધિ તળાવે માન. ૨૪

મહર્ષિમાં ભૃગુ હુંજ છું વાણીમાં ૐકાર,
[7]હિમાદ્રિ છું સ્થાવર વિષે, જપ યજ્ઞોમાં ધાર. ૨૫

હું નારદ દેવર્ષિમાં, પીપર વૃક્ષે હુંજ,
ગંધર્વોમાં, ચિત્રરથ, કપિલસિધ્ધમાં છુંજ. ૨૬

[8]અમૃતોદ્ભવ ઉચ્ચૈશ્રવા, અશ્વોમાં હું જાણ,
[9]ગજેંદ્રોમાં ઐરાવત, રાજા નરમાં માન. ૨૭

---

૧ ચંદ્રમા. ૨ કિરણવાળો. ૩ પર્વત. ૪ ઉપાધ્યાય. ૫ કાર્તિકસ્વામી. ૬ સમુદ્ર. ૭ હિમાલય. ૮ અમૃત મથન વખતે ઉત્પન્ન થયેલ. ૯ મોટા હાથી.

आयुधानांमहं वज्रं धेनूनामस्मि कामधुक् ।
प्रजनश्चास्मि कंदर्पः सर्पाणामस्मि वासुकिः ॥ २८ ॥

अनंतश्चास्मि नागानां वरुणो यादसामहम् ।
पितॄणामर्यमाचास्मि यमः संयमतामहम् ॥ २९ ॥

प्रह्लादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ।
मृगाणां च मृगेंद्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥ ३० ॥

पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ।
झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जाह्नवी ॥ ३१ ॥

सर्गाणामादिरंतश्च मध्यंचैवाहमर्जुन ।
अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ॥ ३२ ॥

अक्षराणामकारोऽस्मि द्वंद्वः सामासिकस्य च ।
अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखः ॥ ३३ ॥

मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ।
कीर्तिः श्रीर्वाक्चनारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ॥ ३४ ॥

આયુધમાં હું વજ્ર છું, પ્રજા હેતુ [1]કંદર્પ,
કામધેનુ ધેનૂવિષે, સર્પે વાસુકિ સર્પ. ૨૮

છું નાગોમાં શેષ હું વરૂણ જળચરોમાંય,
અર્યમાજ પિતૃવિષે, [2]સંયમિમાં યમરાય. ૨૯

છું પ્રલ્હાદ દૈત્યો વિષે, [3]ગણુકોમાં છું કાળ,
સિંહ [4]મૃગોમાં, પક્ષિમાં, છું હું [5]વિનતાબાળ. ૩૦

વેગવાનમાં વાયુ હું, શસ્ત્રધારિમાં રામ,
[6]મકર મત્સ્યમાં હુંજ છું, નદિમાં ગંગા નામ. ૩૧

આદિ અંત ને મધ્ય પણુ, સૃષ્ટીનો હું સાર,
[7]બ્રહ્મવિદ્યા વિદ્યાવિષે, વાદ વાદિમાં ધાર. ૩૨

અકાર છું અક્ષર વિષે, [8]દ્વંદ્વ સમાસે ધાર,
કાળ અનાશી છું વળી, [9]ધાતા સર્વ પ્રકાર. ૩૩

મૃત્યુ સર્વ હરનાર હું, [10]ઉદ્દભવ થનારમાંજ,
સ્રીમાં વાણી, કીર્તિ, [11]શ્રી, સ્મૃતિ, ધી, [12]ધૃતી, ક્ષમાજ. ૩૪

---

૧ કામદેવ. ૨ દંડ કરનાર. ૩ ગણિત કરનાર. ૪ જનાવર. ૫ ગરૂડ. ૬ મગર. ૭ આત્મજ્ઞાન. ૮ વ્યાકરણુમાં કહેલ છ સમાસમાંનો એક. ૯ કર્મફળ દેનાર. ૧૦ ઉત્પત્તિ. ૧૧ લક્ષ્મી. ૧૨ ધૈર્ય.

बृहत्साम तथा साम्नां गायत्री छंदसामहम् ।
मासानां मार्गशीर्षोऽहंमृतूनां कुसुमाकरः ॥ ३५ ॥

द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।
जयोऽस्मि व्यवसायोऽस्मि सत्वं सत्त्ववतामहम् ॥ ३६ ॥

वृष्णीनां वासुदेवोऽस्मि पांडवाना धनंजयः ।
मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥ ३७ ॥

दंडो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम् ।
मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥ ३८ ॥

यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।
न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥ ३९ ॥

नांतोऽस्ति मम दिव्यानां विभूतीनां परंतप ।
एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥ ४० ॥

બૃહત્સામ છું સામમાં, ગાયત્રી, છંદેજ,
માર્ગશીર્ષ છું માસમાં, વસંત રૂતૂયેજ. ૩૫

છળ જનમાં છું દ્યૂત વળિ, તેજ તેજિમાં ધાર,
જય ઉદ્યમ પણ હુંજ છું, [૧]સત્વ સાત્વિકે સાર. ૩૬

વાસુદેવ યાદવવિષે, પાંડવોમાં હું તુંજ,
મુનિમાં વેદવ્યાસ હું શુક્રકવીમાં છુંજ. ૩૭

દંડ દમન કરનારમાં, [૨]મૌન ગુહ્યમાં માન,
નીતિ જય ઇચ્છનારમાં, જ્ઞાનવાનમાં જ્ઞાન. ૩૮

સર્વ ભૂતનું બીજ જે, તે છું હું નિરધાર,
થાય નહીં મુજવીણ એ, ભૂત ચરાચર સાર, ૩૯

મુજ વિભૂતિ દિવ્યજતણો, આવે અંત ન ધાર,
માટે મેં તેનો કહ્યો, સંક્ષેપે વિસ્તાર. ૪૦

---

૧ સત્વગુણ. ૨ મુનીવ્રતપણું. ૩ વિભૂતિવાળું. ૪ ઐશ્વર્યવાન

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥ ४१ ॥

अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥ ४२ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विभूतियोगो नाम दशमोऽध्यायः ॥१०॥



૩વિભૂતિમત, ૪શ્રીમંત વળી, ગુણથિ અતીશય જેહ,
મુજ બળઅંશે જાણ તું, થયૂંજ ઉત્પન તેહ. ૪૧

અથવા અર્જુન બહુજ એ, જાણેથી છે શુંજ,
એક અંશથી સર્વ જગ, વ્યાપિ રહ્યો આ હુંજ. ૪૨



## ॥अथ एकादशोऽध्यायः ॥



अर्जुन उवाच ॥

मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।
यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥ १ ॥

भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ।
त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥ २ ॥

एतमेतद्यथात्थ त्वमात्मानं परमेश्वर ।
द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥ ३ ॥

मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ।
योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥ ४ ॥

श्रीभगवानुवाच ॥

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥ ५ ॥

पश्यादित्यान्वसून्रुद्रानश्विनौ मरुतस्तथा ।
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥ ६ ॥

### અર્જુન કહે છે.

મુજ અર્થે આપેજ જે, કહિ [1]અધ્યાત્મજ વાણિ,
પરમ ગુહ્ય, તેણે કરી, મોહ પામ્યો મુજ હાણિ. ૧

ઉત્પત્તિ લય ભૂતો તણાં, [2]મહત્વ અવ્યય સાર,
કૃષ્ણ, શુણ્યા, મેં આપથી, વિસ્તારે, નિરધાર. ૨

આપ વદો છો તેમ છે, પરમેશ્વર નિજરૂપ,
તો પણ જોવા ચાહું છું, નિજ ઐશ્વર્ય સ્વરૂપ. ૩

જોઇ શકિશ હું રૂપ તે, પ્રભુ માનો જો સાર,
તો અવ્યય નિજ રૂપને, બતાવોજ નિરધાર. ૪

### શ્રી ભગવાન કહે છે.

અર્જુન મારૂં રૂપ જો, દિવ્ય હજાર પ્રકાર,
અનેક [3]વર્ણાકૃતિ વળી, [4]નાના વિધ નિરધાર. ૫

આદિત્ય, વસુ, રૂદ્રો, મરૂત, વળિ અશ્વિનીકુમાર,
અદિઠ પૂર્વ આશ્ચર્ય બહુ, જો તું આણે ઠાર. ૬

---

૧ બ્રહ્મવિદ્યા. ૨ મહાત્મ્ય. ૩ વર્ણ અને આકારવાળા. ૪ બહુ

इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।
मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥ ७ ॥

न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥ ८ ॥

संजय उवाच ॥

एवमुक्त्वा ततो राजन् महायोगेश्वरो हरिः ।
दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥ ९ ॥

अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ।
अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥ १० ॥

दिव्यमाल्यांबरधरं दिव्यगंधानुलेपनम् ।
सर्वाश्चर्यमयं देवमनंतं विश्वतोमुखम् ॥ ११ ॥

दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।
यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः ॥ १२ ॥

तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।
अपश्यद्देवदेवस्य शरीरे पांडवस्तदा ॥ १३ ॥

ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः ।
प्रणम्य शिरसा देवं कृतांजलिरभाषत ॥ १४ ॥

સકળ ચરાચર જગતને, મુજ વપુમાંજ રહેલ
જો તું હમણાં જો વળી. બીજું જે ઇચ્છેલ. ૭

આ નિજ ચક્ષુવડે મને, નથિ જોવા તું જોગ,
દિવ્ય નેત્ર આપું તને, જો મુજ ઇશ્વરિ યોગ, ૮

**સંજય કહે છે.**

એમ કહી અર્જુનને, ઈશ્વરી રૂપ મહંન.
યોગેશ્વર હરિયે પછી, દેખાડયું રાજંન. ૯

અનેક મુખ, નેત્રિ બહુ, [૧]અદભુત દર્શનવાન,
અનેક [૨]દિવ્યાભરણિ, બહુ, [૩]ઉદ્યુત આયુધમાન. ૧૦

દિવ્ય પુષ્પ ને વસ્ત્ર, [૪]ધર, દિવ્ય ગંધ લેપન્ન,
અનંત સૌ આશ્ચર્યમય, [૫]સૌદિશ મુખ [૬]સંપન્ન ૧૧

જો [૭]દિવિ સુર્ય હજારની, કાંતિ એકદમ થાય,
તોએ મહાત્મની કાંતિને મળતી કૈંક જણાય. ૧૨

ત્યાં જગ, ઇશ શરીરમાં, સકળજ એકસ્થાન,
નાના ભેદે અર્જુને, રહેલું દીઠું જાણ. ૧૩

પામી વિસ્મય તે પછી, [૮]રોમહર્ષી થૈ, નાથ,
નમિ મસ્તકથી દેવને, બોલ્યો જોડી હાથ. ૧૪

---

૧ આશ્ચર્યકારક. ૨ દિવ્ય અલંકારવાળા. ૩ ઉગામેલ. ૪ ધારણ કરનાર. ૫ બધી બાજુ. ૬ યુકત. ૭ આકાશમાં. ૮ રૂવાં ઉભાં થયેલ.

अर्जुन उवाच ॥

पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूतविशेषसंघान् ।
ब्रह्माणमीशं कमलासनस्थमृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥१५॥

अनेकबाहूदरवक्त्रनेत्रं पश्यामि त्वां सर्वतोऽनंतरूपम् ।
नांतं न मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर विश्वरूपम् ॥१६॥

किरीटिनं गदिनं चक्रिणं च तेजोराशिं सर्वतो दीप्तिमंतम् ।
पश्यामि त्वां दुर्निरीक्ष्यं समंताद् दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥१७॥
त्वमक्षरं परमं वेदितव्य त्वमस्य विश्वस्य परं निधानम् ।
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषो मतो मे ॥१८॥

अनादिमध्यांतमनंतवीर्यमनंतबाहुं शशिसूर्यनेत्रम् ।
पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं स्वतेजसा विश्वमिदं तपंतम् ॥१९॥

द्यावापृथिव्योरिदमंतरं हि व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ।
दृष्ट्वाऽद्भुतं रूपमुग्रं तवेदं लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥२०॥

अमी हि त्वां सुरसंघा विशंति केचिद्भीताः प्रांजलयो गृणंति
स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसंघाः स्तुवंति त्वां स्तुतिभिः पुष्कलाभिः

रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च ।
गंधर्वयक्षासुरसिद्धसंघा वीक्षंते त्वां विस्मिताश्चैव सर्वे ॥२२॥

## અર્જુન કહે છે.

દેખુંછ દેવો તમ દેવ દેહે, બીજાં બધાં પ્રાણિ વિશેષ જેહે,
બ્રહ્મા વળી જે કમળાસની તે, સર્પો બધા દિવ્ય ઋષિ વળી જે ૧૫

અનેક બાહુ મુખ નેત્ર પેટ, દેખું તમોને બહુ રૂપ, નેટ,
ચોમેર વિશ્વેશ્વર વિશ્વરૂપ, દેખું ન આદી મધ અંતરૂપ ૧૬

ગદા વળી ચક્ર મુકૂટવાન, ચોમેર તેજી બહુ કાંતિમાન,
દેખું [1]અનીરીક્ષ્ય વળી [2]અમેય, [3]પ્રદીપ્ત અગ્નિ રવિપેઠે [4]એય. ૧૭

તમેજ છો બ્રહ્મ પર [5]સુજાણ્ય, આધાર છો વિશ્વતણાજ માન્ય,
અનાશિ ને શાશ્વત [6]ધર્મત્રાણ, પુરૂષ છો મૂજમતે પુરાણ. ૧૮
નેત્રો શશી સૂર્ય અનંત હાથ, અનાદિ મધ્યાંત બળીજ નાથ,
દેખું [7]જ્વલિતાગ્નિ મુખોજવાળા, સ્વતેજથી વિશ્વ તપાવનારા. ૧૯
આકાશ આ સર્વ દિશૂ વળી જે વ્યાપેલ દેખું તમ એકથી તે,
અદભુત ને આ તમ ઉગ્રરૂપ, દેખી ત્રણેલોક બિહે [8]અનુપ ૨૦
આ [9]દેવસંઘો તમ શર્ણિ થાયે, જોડી [10]કરોકો બિહિનેજ ગાયે,
સિધ્ધો મહર્ષિ વદિ શુભવાણી, [11]સ્તવે તમોને અતિશે વખાણી. ૨૧
આદિત્ય, રૂદ્રો વસુ સાધ્ય આજે, [12]વિશ્વાશ્વિનો વાયુ પિતૃ, તથા જે
ગંધર્વ, યક્ષો, સિધ, દૈત્ય, જે છે, આશ્ચર્ય થૈ સૌ તમને જુવે છે ૨૨

---

૧ જોવા અશકય. ૨ પ્રમાણથી સિદ્ધ થવા અશકય. ૩ તેજસ્વી ૪ આપનું સ્વરૂપ. ૫ જાણવા લાયક. ૬ ધર્મરક્ષક. ૭ બળતો અગ્નિ ૮ ઉપમારહિત. ૯ દેવસમૂહ. ૧૦ હાથ. ૧૧ સ્તુતિ કરે છે. ૧૨ વિશ્વેદેવ અને અશ્વિનીકુમાર.

रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो बहुबाहूरुपादम् ।
बहूदरं बहुदंष्ट्राकरालं दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाऽहम् ॥२३॥

नभःस्पृशं दीप्तमनेकवर्णं व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।
दृष्ट्वा हि त्वां प्रव्यथितांतरात्मा धृतिं न विंदामि शमं च विष्णो॥२४॥

दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैव कालानलसंनिभानि।
दिशो न जाने न लभे च शर्म प्रसीद देवेश जगन्निवास ॥२५॥

अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः सर्वे सहैवावनिपालसंघैः ।
भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ सहास्मदीयैरपि योधमुख्यैः ॥२६॥

वक्त्राणि ते त्वरमाणा विशंति दंष्ट्राकरालानि भयानकानि ।
केचिद्विलग्ना दशनांतरेषु संदृश्यंते चूर्णितैरुत्तमांगैः ॥२७॥

यथा नदीनां बहवोंऽबुवेगाः समुद्रमेवाभिमुखा द्रवंति ।
तथा तवामी नरलोकवीरा विशंति वक्त्राण्यभिविज्वलंति ॥२८॥

यथा प्रदीप्तं ज्वलनं पतंगा विशंति नाशाय समृद्धवेगाः ।
तथैव नाशाय विशंति लोकास्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥२९॥

लेलिह्यसे ग्रसमानः समंताल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ।
तेजोभिरापूर्य जगत्समग्रं भासस्तवोग्राः प्रतपंति विष्णो ॥३०॥

અનેક નેત્રો મુખ પેટ હાથ, અનેક પાદો [1]ઉરૂ દાંત સાથ,
આ રૂપ મોટું ભયકારિ જોઇ, બિહેછ સૌ તેમ બિહુછ મોહી ૨૩

મહાદીપ્ત નેત્રી, નભને અડેલા, અનેક વર્ણી મુખ ઉઘડેલા,
તેજસ્વિ દેખી દુખી અંતરાત્મા, પામું ન શાંતી ધૃતિને મહાત્મા ૨૪

કાળાગ્નિ જેવાં, ભયકારી દાંતે, દેવેશ જોઇ તમ મુખ ખાંતે,
દિશા ન જાણું, નહિ સૂખ આશ, પ્રસન્ન થાઓ જગના નિવાસ ૨૫

આ સર્વ પુત્રો ધૃતરાષ્ટના તે, પૃથ્વી તણા આ નૃપસંઘ સાથે
આ ભીષ્મ ને કર્ણ ગુરૂજ યોદ્ધા, સાથે અમારા પણ મુખ્ય જોદ્ધા ૨૬

દાંતે કરીને, [2]ભયકારિ જે છે, મુખોજ તેમાં જલદી પડે છે,
કો શ્રેષ્ટ અંગે થઇનેજ ચૂર્ણ, દાંતો વિષે લાગી દીસે અપૂર્ણ ૨૭

નદી જલોના બહુ વેગ જેમ, સમુદ્ર પ્રત્યે મળિ જાય, તેમ,
મુખો તમારાં બળતાંજ જે છે, તેમાંય આ વીર નરો પડે છે. ૨૮

જેવીજ રીતે બળતાગ્નિમાંય, વેગે પતંગો બળવાજ ધાય,
તેવીજ રીતે તમ મૂખમાંય, વેગે જનો આ મરવાજ ધાય. ૨૯

તેજી મુખે લોક બધાજ આપ, ખાતાંજ ચાખો અતિશે [3]અમાપ,
તેજે કરી લોક [4]સમગ્ર પૂરી, સંતાપ આપે તમ કાંતિ ક્રૂરી. ૩૦

---

૧ સાથળ. ૨ ભય કરનાર, ભયંકર. ૩ મપાય નહીં એવા ૪ બધા.

आख्याहि मे को भवानुग्ररूपो नमोऽस्तु ते देववर प्रसीद ।
विज्ञातुमिच्छामि भवंतमाद्यं न हि प्रजानामि तव प्रवृत्तिम् ३१

श्रीभगवानुवाच ॥

कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्तः ।
ऋतेऽपि त्वां न भविष्यंति सर्वे येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ३२

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून्भुंक्ष्व राज्यं समृद्धम् ।
मयैवैते निहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन ॥ ३३

द्रोणं च भीष्मं च जयद्रथं च कर्णं तथाऽन्यानपि योधवीरान् ।
मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा युद्धयस्व जेताऽसि रणे सपत्नान् ३४

संजय उवाच ॥

एत च्छ्रुत्वा वचनं केशवस्य कृतांजलिर्वेपमानः किरीटी ।
नमस्कृत्वा भूय एवाह कृष्णं सगद्गदं भीतभीतः प्रणम्य ॥ ३५

अर्जुन उवाच ॥

स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्यनुरज्यते च ।
रक्षांसि भीतानि दिशो द्रवंति सर्वे नमस्यंति च सिद्धसंघाः ३६

પ્રસન્ન થાઓ, નમુ દેવભૂપ, છો કોણ કહો આપજ [1]ઉગ્ર રૂપ,
છે જાણવાની તમનેજ વૃત્તિ, જાણું નહી આપ તણી પ્રવૃતિ. ૩૧

## શ્રી ભગવાન કહે છે.

છું ઉગ્ર, લોક ક્ષયકારિ કાળ, અહીં થયો તે હણવાજ હાલ,
વિનાજ તું સૌ મરશેજ આહી, જે છે ઉભેલા પ્રતિસૈન્ય માહી. ૩૨

માટે ઉઠી તું યશનેજ પામ, શત્રુ જિતી ભોગવ રાજ્ય સામ,
હણ્યાજ છે પૂર્વથી મેંજ આને, અર્જુન તું માત્ર નિમિત્ત થાને. ૩૩

આ દ્રોણ ને જેદ્રથ ભીષ્મધીરો, કર્ણાદિ બીજા વળિ યુદ્ધવીરો,
હણ્યાછ તેને દુખ મુકિ જીત, જીતીશ શત્રુ રણમાં અજીત. ૩૪

## સંજય કહે છે.

એવી શુણી કેશવનીજ વાણી, [2]કિરીટિ કંપી વળિ જોડિ [3]પાણી,
બોલ્યોજ મંદ સ્વરથી, નમીને શ્રીકૃષ્ણપ્રત્યે અતિ બીહ બીને. ૩૫

## અર્જુન કહે છે.

છે યુક્ત, દેવા, તમ કીર્તને જે, રાજીજ પ્રેમી જગ આ બને તે,
બીધેલ જે રાક્ષસ ભાગિ જાય, સિદ્ધો બધા જે નમતાજ થાય. ૩૬

૧ તીવ્ર, ક્રૂર. ૨ અરજુન. ૩ હાથ.

कस्माच्च ते न नमेरन्महात्मन् गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे ।
अनंत देवेश जगन्निवास त्वमक्षरं सदसत्तत्परं यत् ॥ ३७

त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम् ।
वेत्ताऽसि वेद्यं च परं च धाम त्वया ततं विश्वमनंतरूप ॥३८

वायुर्यमोऽग्निर्वरुणः शशांकः प्रजापतिस्त्वं प्रपितामहश्च ।
नमोनमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्च भूयोऽपि नमोनमस्ते ॥ ३९

नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व ।
अनंतवीर्यामितविक्रमस्त्वं सर्वं समाप्नोपि ततोऽसि सर्वः ॥४०

सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण हे यादव हे सखेति ।
अजानता महिमानं तवेदं मया प्रमादात्प्रणयेन वापि ॥ ४१

यच्चावहासार्थमसत्कृतोऽसि विहारशय्यासनभोजनेषु ।
एकोऽथवाप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥ ४२

पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।
न त्वत्समोऽस्त्यभ्यधिकःकुतोऽन्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभावः ४३

तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामहमीशमीड्यम् ।
पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम् ४४

બ્રહ્માતણા છે ગુરૂ આદિ કર્તા, નમે નકિ તે તમનેજ ભર્ત્તા,
છો [૧]સત્અસત્થી પરબ્રહ્મ ખાસ, અનંત દેવેશ, [૨]જગન્નિવાસ. ૩૭
છો દેવ આદી પુરૂષઃ પુરાણ, આ વિશ્વના આપ પરં[૩]નિધાન,
છો [૪]જ્ઞેય, [૫]જ્ઞાતા [૬]પરધામ આપ, વ્યાપી રહ્યા વિશ્વ તમે અમાપ. ૩૮
વરૂણ, [૭]વા, અગ્નિ શશિ, યમ્ન્છો, પ્રજાપતીને પ્રપિતામહતૂચ્છો,
પ્રણામ છે મુજ હજારવાર, ફરી ફરી છે નમનો હજાર. ૩૯
પ્રણામ છે સન્મુખ ને પિઠેથી, ચોફેરથી છે નમનો સુખેથી,
પરાક્રમી ને બળિ છો અનંત, વ્યાપી રયા સૌ, સઉછો મહંત. ૪૦
માની સખા આ મહિમા ન જાણી, કહીછે મેં આ હઠથીજ વાણી,
હે કૃષ્ણ, હે યાદવ હે સખા જે, [૮]પ્રમાદથી તે, [૯]પ્રણયેજ વાતે. ૪૧
ફર્તાં, સુતાં ભોજન આસને જે, માહું લગાડયું હસવાજને તે,
એકાંતમાં તેમ [૧૦]સમક્ષ સૌ જે, ક્ષમા કરો આપ અપાપ સૌ તે.૪૨

તમેજ છો આ જગનાજ બાપ, ગુરૂતણા છો ગુરૂ, પૂજ્ય આપ,
ત્રીલોકમાં છે નહિ કો સમાન, અધીક તો કયાંથિ [૧૧]નિરૂપમાન. ૪૩
માટે હરિ, [૧૨]કાય નમાવિ હુંજ, પ્રસન્ન દેવા તમને કરૂંજ,
ક્ષમા કરો જેમ પતિઃ પ્રિયાને, પિતા સુતોનેજ સખા સખાને. ૪૪

---

૧ વ્યકત અવ્યકતથી, દશ્ય અદશ્યથી. ૨ જગતને રેહેવાનું સ્થાન. ૩ લયસ્થાન. ૪ જાણવા લાયક. ૫ જાણનાર, સાક્ષી. ૬ પરંસ્વરૂપ. ૭ વાયુ. ૮ ગાફલતાથી. ૯ સ્નેહથી. ૧૦ પાસે ૧૧ ઉપમારહિત. ૧૨ શરીર.

अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा भयेन च प्रव्यथितं मनो मे ।
तदेव मे दर्शय देव रूपं प्रसीद देवेश जगन्निवास ॥ ४५

किरीटिनं गदिनं चक्रहस्तमिच्छामि त्वां द्रष्टुमहं तथैव ।
तेनैव रूपेण चतुर्भुजेन सहस्रबाहो भव विश्वमूर्ते ॥ ४६

श्रीभगवानुवाच.

मया प्रसन्नेन तवार्जुनेदं रूपं परं दर्शितमात्मयोगात् ।
तेजोमयं विश्वमनंतमाद्यं यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥ ४७

न वेदयज्ञाध्ययनै र्न दानै र्न च क्रियाभिर्न तपोभिरुग्रैः ।
एवंरूपः शक्य अहं नृलोके द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥ ४८

मा ते व्यथा मा च विमूढभावो दृष्ट्वा रूपं घोरमीदृङ् ममेदम्
व्यपेतभीःप्रीतमनाः पुनस्त्वं तदेव मे रूपमिदं प्रपश्य ॥ ४९

संजय उवाच.

इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा स्वकं रूपं दर्शयामास भूयः ।
आश्वासयामास च भीतमेनं भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ५०

રાજી થયો પૂર્વ [૧]અદૃષ્ટ જોઈ, ભયે ચળેલું મન મુજ મોહી,
માટે બતાવો હરિ તે સ્વરૂપ, પ્રસન્ન થાઓ [૨]જગવાસ રૂપ. ૪૫

ગદા તથા ચક્ર મુકુટધારી, જોવા તમોને ઈછું હું મુરારી,
માટે બનો ભૂજ ચતુસ્વરૂપ, સહસ્રબાહો [૩]જગમૂર્તિ રૂપ. ૪૬

## શ્રી ભગવાન કહે છે.

પ્રસન્ન થૈ મેં પરરૂપ આજે, યોગે બતાવ્યું તુજને, મહા તે,
તેજી, અતી, [૪]વિશ્વતનુ અનાદિ, જોયેલ નૈ કો તુજવીણ આદિ. ૪૭

ન વેદ યજ્ઞે નહી દાનથીજ, ક્રિયા તથા ઉગ્ર તપે નહીજ,
હું શકય જોવા નરલોક માંયે, તારા વિના અર્જુન કો બિજાયે. ૪૮

આ રૂપ મારૂં ભયકારિ જોઇ, થા મા [૫]વ્યથાવાન [૬]વિમૂઢ મોહી,
પ્રસન્ન થૈ તું ભય મૂકિનેજ, પૂરીથી જો આ મુજરૂપ તેજ. ૪૯

## સંજય કહે છે.

હવે કહી અર્જુનનેજ એમ, પૂરી બતાવ્યું નિજ રૂપ તેમ,
થંડો કિધો તે બિહિનારનેજ, બની ફરી શાંત [૭]વપુરૂપેજ.

---

૧ નહી જોયેલું. ૨ જગતને રહેવાનું સ્થાન. ૩ જગતરૂપ મુર્તિવાળા. ૪ વિશ્વરૂપ શરીરવાળા. ૫ પીડિત. ૬ મૂઢ. ૭ શરીર.

अर्जुन उवाच ॥

दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन ।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ।  ५१

श्रीभगवानुवाच ॥

सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम ।
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकांक्षिणः ॥  ५२

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥  ५३

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्वेन प्रवेष्टुं च परंतप ॥  ५४

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥  ५५

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विश्वरूपदर्शनयोगोनामैकादशोऽध्यायः ॥११



## અર્જુન કહે છે.

જોઈ શાંત આતમતણું મનુષ રૂપ નિરધાર,
થયો સચેતજ હું હવે, સ્વસ્થ ચિત્ત પણ સાર. ૫૧

## શ્રી ભગવાન કહે છે.

જોયું તેં આ રૂપ મુજ, દુર્લભ જોવા જેહ,
દેવો પણ એ રૂપનું, નિત દર્શન ઇચ્છેહ. ૫૨

વેદે તપે ને દાનથી, પૂજાથી પણ તેમ,
નહિ દેખાવા શકય હું, તેં જોયું છે જેમ. ૫૩

પણ દેખાવા, તત્વથી, થવા પ્રવેશજ તેમ,
શકય જણાવા હુંજ છું, ભકિત અનન્યે એમ. ૫૪

૧મત્કર્મી ૨મત્પરમ, મુજ ભક્ત સંગવિણ જેહ,
રહિત ૩વૈર સૌ પ્રાણિમાં, પામે મુજને તેહ. ૫૫



---

૧ મારા આત્મસ્વરૂપની પ્રાપ્ત્યર્થ કર્મ કરનાર. ૨ મારૂં આત્મસ્વરૂપ છે પરમ ગતિ જેને. ૩ વૈર, દ્વેષ.

# ॥ अथ द्वादशोऽध्यायः ॥

अर्जुन उवाच ॥

एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥१॥

श्रीभगवानुवाच ॥

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥२॥

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिंत्यं च कूटस्थमचलं ध्रुवम् ॥३॥

संनियम्येंद्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवंति मामेव सर्वभूतहिते रताः ॥४॥

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥५॥

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः
अनन्येनैव योगेन मां ध्यायंत उपासते ॥६॥

तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥७॥

## અર્જુન કહે છે.

એમ ભકત નિત યુકત જે, તમને છે ભજનાર,
વળિ જે અક્ષર બ્રહ્મને, શ્રેષ્ઠ યોગિ કો સાર. ૧

## શ્રી ભગવાન કહે છે.

ભજે [૧]મને નિત યુકત જે, મન રાખી મુજમાંય,
પરમ શ્રદ્ધાથી યુકત તે, યોગી શ્રેષ્ટ મનાય. ૨

પણ [૨]અચિંત્ય [૩]કૂટસ્થ [૪]ધ્રુવ, સ્થિર [૫]અક્ષર [૬]અવ્યકત,
[૭]અવાચ્ય વ્યાપક બ્રહ્મને, ભજનારા જે ભકત. ૩

કરિ વશ ઇંદ્રિય [૮]વૃંદને, સાૈમાં સમ [૯]ધીમાન,
[૧૦]હિત્તેચ્છૂ સાૈનાજ તે, પામે મુજને જાણ. ૪

તે અવ્યકતે સકતને, શ્રમ [૧૧]અધીકતર થાય,
[૧૨]દેહ માનિયે દુઃખથી, ગતી અવ્યકત પમાય. ૫

સર્વ કર્મ અર્પી મને, મત્પર જે રહેનાર,
ધર્તાં ધ્યાન ભજે મને, અનન્ય યોગે સાર ૬

મુજમાં તત્પર તેમનો, [૧૩]ઉદ્ધર્તા હું સાર,
મૃત્યુ યુકત સંસારથી, તરત બનું નિરધાર. ૭

---

૧ મારા વિશ્વરૂપને. ૨ ચિંતન કરવા અશકય. ૩ માયાનો અધિષ્ટાતા. ૪ નિત્ય. ૫ નાશરહિત. ૬ રૂપાદિરહિત. ૭ કહેવાને અશકય. ૮ સમૂહ. ૯ બુદ્ધિવાળા. ૧૦ હિત ઇચ્છનાર, ૧૧ વધારે. ૧૨ દેહાભિમાની. ૧૩ ઉદ્ધાર કરનાર.

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥८॥

अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम् ।
अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय ॥९॥

अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।
मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥१०॥

अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।
सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥११॥

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छांतिरनंतरम् ॥१२॥

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥१३॥

संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥१४॥

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥१५॥

માટે [1]મુજમાં રાખ મન, કર બુધ્ધિ મુજમાંય,
રહેશે મુજમાં આ પછી, નહિ સંશય તેમાંય. ૮

સ્થિર મન મુજમાં રાખવા, જો તું નહીં સમર્થ,
અભ્યાસ યોગે તો પછી, કરને યત્ન મુજર્થ. ૯

કર તું કર્મ મુજર્થ જો, અભ્યાસે અસમર્થ,
પામિશ સિધ્ધિ એમ પણ, કર્તા કર્મ મુજર્થ. ૧૦

એ કરવા અસમર્થ તો, કરિ આશ્રય [2]મદ્યોગ,
સાવધાન થઈ મૂકી દે, સર્વ કર્મ ફળ જોગ. ૧૧

[3]શ્રેય જ્ઞાન અભ્યાસથી તેથી, ધ્યાનજ શ્રેય,
ત્યાગ કર્મફળ તેથિ પછિ, શાંતિ તેથિ [4]કૌંતેય. ૧૨

[5]અદ્વેષી સૌ ભૂતનો, મિત્ર કૃપાલૂ સાર,
ક્ષમાવાન સુખ દુઃખ સમ, [6]નિર્મમ [7]નિરહંકાર. ૧૩

સંતોષી નિત યોગિ વળિ, વશમન નિશ્ચયવાન,
[8]મય્યર્પિત–મનબુધ્ધિ, તે, પ્રીય ભક્ત મુજ જાણ. ૧૪

જેથી લોક તપે નહીં, લોકોથી પણ જેહ,
ક્રોધ હર્ષ ભય તાપથી, મુક્ત પ્રીય મુજ તેહ. ૧૫

---

૧ મારા વિશ્વરૂપમાં. ૨ મારૂં વિશ્વરૂપજ છે શરણ જેમાં એવો યોગ. ૩ શ્રેષ્ટ. ૪ અરજુન. ૫ દ્વેષ વગરનો. ૬ મમતારહિત. ૭ અહંકાર વગરનો. ૮ મારા વિશ્વરૂપમાં અર્પણ કરી છે મન–બુદ્ધિ જેણે.

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥१६॥

यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥१७॥

समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः ॥१८॥

तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।
अनिकेतःस्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥१९॥

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधानामत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥२०॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे भक्तियोगोनाम
द्वादशोऽध्यायः ॥ १२ ॥



[1]ઉદાસીન, [2]શુચિ, [3]દક્ષ વળિ, [4]ગતવ્યથ [5]નિસ્પૃહ જેહ,
ત્યાગિ સર્વ આરંભનો, પ્રીય ભક્ત મુજ તેહ. ૧૬

હર્ષે દ્વેષે નહિ, નહીં, શોચે ઇચ્છે જેહ,
શુભાશુભ મૂકીજ દે, ભક્તિમાન પ્રિય તેહ. ૧૭

રહિત સંગ સમ જે વળિ, [6]માન અપમાને સાર,
શત્રુ મિત્ર, [7]શીતોષ્ણમાં, સુખ દુઃખે, નિરધાર. ૧૮

સમ નિંદા સ્તુતિ, મૌનિ વળિ, સંતોષી છે જેહ,
રહિત વાસગૃહ સ્થિરમતી, ભક્તિમાન પ્રિય તેહ. ૧૯

આ અમૃતરૂપ ધર્મને, કહ્યું તેમ મુજ જેહ,
ભક્તો પાળે પ્રીતિથી, મુજ અતિ પ્રીય છે તેહ. ૨૦



૧ પક્ષપાતરહિત. ૨ પવિત્ર. ૩ ડાહ્યા, કુશળ. ૪ મનની પીડારહીત. ૫ ઇચ્છા વગરનો. ૬ માન તથા અપમાન. ૭ શીત તથા ઉષ્ણ.

# ॥ अथ त्रयोदशोऽध्यायः ॥

अर्जुन उवाच

प्रकृतिं पुरुषं चैव क्षेत्रं क्षेत्रज्ञमेव च ।
एतद्वेदितुमिच्छामि ज्ञानं ज्ञेयं च केशव ॥१॥

श्रीभगवानुवाच

इदं शरीरं कौंतेय क्षेत्रमित्यभिधीयते ।
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥२॥

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥३॥

तत्क्षेत्रं यच्च यादृक् च यद्विकारि यतश्च यत् ।
स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥४॥

ऋषिभिर्बहुधा गीतं छंदोभिर्विविधैः पृथक् ।
ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥५॥

महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च ।
इंद्रियाणि दशैकं च पंच चेंद्रियगोचराः ॥६॥

इच्छा द्वेषः सुखंदुःखं संघातश्चेतना धृतिः ।
एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥७॥

अमानित्वमदंभित्वमहिंसा क्षांतिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥८॥

## અર્જુન કહે છે.

પ્રકૃતિ પુરૂષને વળી ક્ષેત્ર ક્ષેત્રજ્ઞજ દેવ,
ઈચ્છા એ જાણ્યા તણી જ્ઞાન જ્ઞેય તત ખેવ. ૧

## શ્રી ભગવાન કહે છે.

ક્ષેત્ર દેહ કહેવાય આ, એને જાણે જેય,
તેને જ્ઞાની તો વદે, [1]ક્ષેત્રજ્ઞઃ કૌન્તેય. ૨

સર્વ ક્ષેત્રમાં પાર્થ હું, ક્ષેત્રજ્ઞજ એમ જાણ,
એ બન્નેનું જ્ઞાન તે, મુજ મતથી છે જ્ઞાન. ૩

તેજ ક્ષેત્ર, જેવુંજ, જે, વિકારિને થાનાર,
શકિતયુકત ક્ષેત્રજ્ઞ તે, શુણ સંક્ષેપ સાર. ૪

ગાયું એ ઋષિયેજ બહુ, [2]છંદે વિવિધ પ્રકાર,
[3]બ્રહ્મસૂત્ર નિશ્ચિત પદે, યુકિતયે નિરધાર. ૫

[4]મહાભૂત અહંકાર વળિ, બુદ્ધિ માયા સાર,
[5]દશ–ઈંદ્રિયો એક મન, [6]વિષય–પંચ વળિ ધાર. ૬

સુખ દુઃખ, ઈચ્છા, દ્વેષ, ને, [7]ધૃતિ, [8]મનવૃત્તિ, શરીર,
સૌ મળિ વિકારી ક્ષેત્ર એ, કહ્યું સંક્ષેપે વીર. ૭

[9]ક્ષાંતિ, અદંભ, [10]અમાનિતા, [11]શૌચ, [12]સરળતા, સાર,
[13]સ્થૈર્ય, અહિંસા, [14]દેહવશ [15]ગુરૂસેવા નિરધાર ૮

---

૧ ક્ષેત્રને જાણનાર. ૨ વેદમાં. ૩ વેદાંતસુત્ર. ૪ પાંચ મહાભૂત. ૫ કર્મેન્દ્રિય અને પાંચ જ્ઞાનેન્દ્રિય. ૬ શબ્દાદિ પાંચ વિષય. ૭ ધૈર્ય ૮ મનની વૃત્તિ. ૯ ક્ષમા. ૧૦ પોતાનાં વખાણ ન કરવાં તે. ૧૧ પવિત્રતા. ૧૨ સરલપણું. ૧૩ સ્થિરતા. ૧૪ શરીર વસ્ય કરવું. ૧૫ બ્રહ્મવિદ્યા ઉપદેશકની સેવા.

इंद्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥९॥

असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥१०॥

मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥११॥

अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥१२॥

ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते ।
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥१३॥

सर्वतःपाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वतःश्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥१४॥

सर्वेंद्रियगुणाभासं सर्वेंद्रियविवर्जितम् ।
असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥१५॥

बहिरंतश्च भूतानामचरं चरमेव च ।
सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चांतिके च तत् ॥१६॥

વિષયોમાં વૈરાગ્ય વળિ, અનહંકારિ થવાય,
જન્મ, મૃત્યુ, વ્યાધી, જરા, દુઃખ જોવું તેમાંય. ૯

[૧]અસકિત, [૨]અસંગપણું વળિ, પુત્ર, [૩]દાર ગૃહમાંય,
[૪]ઇષ્ટ અનિષ્ટનિ પ્રાપ્તિમાં, સમચિત નિત રહેવાય. ૧૦

અનન્ય યોગે મુજ વિષે, દૃઢ ભકિત વળિ સોય,
જન [૫]સમાજમાં પ્રીતિ નહિ, નિર્જન વાસજ હોય. ૧૧

[૬]દર્શન મોક્ષતણું વળિ, નિત [૭]અધ્યાત્મ જ્ઞાન,
એ સૌ જ્ઞાન કહ્યુંજ છે, ઉલટું તે અજ્ઞાન. ૧૨

કહું હવે તે [૮]જ્ઞેય જે, જાણી મોક્ષ પમાય,
પરમ અનાદી બ્રહ્મ તે, [૯]સત્અસત્ નહિ કહેવાય. ૧૩

હસ્ત પાદ શિર આંખ ને કાનવાન ચોફેર,
વીટિ રહ્યું સૌનેજ તે, મૂખવાન સૌમેર. ૧૪

પ્રકાશે છે સૌવિષયને, સર્વેંદ્રિય વર્જીત,
ગુણ ભોકતા વળિ સર્વ [૧૦]ભૃત, નિર્ગુણ સંગ રહિત. ૧૫

[૧૧]બહિ [૧૨]અંતર છે ભૂતમાં, સર્વ [૧૩]ચરાચર તેહ,
સૂક્ષ્મપણાથિ જણાય નહિ, પાસે દૂરજ એહ. ૧૬

---

૧ આસકિત રહિતપણું. ૨ મનથી સંગરહિતપણું. ૩ સ્ત્રી. ૪ ઇચ્છેલું. ૫ સમૂહ. ૬ મોક્ષના સાધનમાં પ્રવૃત્તિ. ૭ આત્મજ્ઞાન. ૮ જાણવા લાયક. ૯ દૃસ્ય તથા અદૃસ્ય. ૧૦ આધાર. ૧૧ બહાર. ૧૨ અંદર. ૧૩ ચર જંગમ અને અચર સ્થાવર.

अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।
भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥१७॥

ज्योतिषामपि तज्ज्योतिस्तमसःपरमुच्यते ।
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम् ॥१८॥

इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः
मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥१९॥

प्रकृति पुरुषं चैव विद्धयनादी उभावपि ।
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥२०॥

कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।
पुरुषःसुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥२१॥

पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान्गुणान् ।
कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु ॥२२॥

उपद्रष्टानुमंता च भर्ता भोक्ता महेश्वरः ।
परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥२३॥

य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।
सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥२४॥

અભિન્ન છે [૧]ભૂતો વિષે, [૨]ભિન્ન પેઠ રહેનાર,
પોષક તે ભૂતો તણો, ઉત્પતિ લય કરનાર. ૧૭
[૩]જ્યોતીમાં તે જ્યોતિ છે, [૪]તમથી પર કહેવાય,
[૫]જ્ઞાનગમ્ય, જ્ઞેય, જ્ઞાન એ, રહેલ છે સૌમાંય. ૧૮
કહ્યાં એમ સંક્ષેપથી, ક્ષેત્ર, જ્ઞાન ને જ્ઞેય,
થાય યોગ્ય મુજ ભાવને, જાણી ભકતો એય. ૧૯
[૬]પ્રકૃતિ [૭]પુરૂષ, એ બેયને, પાર્થ અનાદી જાણ,
થાય વિકાર ગુણાદિ સૌ, પ્રકૃતિથી, તું માન. ૨૦
ક્રિયા કાર્ય કારણતાણી, પ્રકૃતિની કહેવાય,
સુખ દુઃખ ભોગવવા વિષે, કારણ પુરૂષ [૮]વદાય. ૨૧
પુરૂષ ભોગવે પ્રકૃતિ ગુણ, પ્રકૃતિમાં રહિ [૯]અંગ,
એના [૧૦]સદઅસદ્ જન્મમાં, કારણગુણનો સંગ. ૨૨
પુરૂષ કયો આ દેહમાં, પર પરમાત્મા જાણ,
[૧૧]દૃષ્ટા, [૧૨]અનુમંતા વળી, [૧૩]ભર્તા [૧૪]ભોકતા, મહાન, ૨૩
જાણે એમ પુરૂષને, પ્રકૃતીને ગુણયુકત,
વર્ત્તતાંજ સૌ રીત, તે જન્મે નહિ ફરિ, મુકત. ૨૪

---

૧ પ્રાણીમાત્ર. ૨ જુદો. ૩ પ્રકાશ વસ્તુ. ૪ અજ્ઞાન, અંધારૂં. ૫ જ્ઞાનેકરી જાણવા શકય. ૬ ક્ષેત્ર, જડ પદાર્થ. ૭ ક્ષેત્રજ્ઞ ચૈતન્યરૂપ. ૮ કહેવાય. ૯ અરજુનનું સંબોધન છે. ૧૦ સદ્ દેવ મનુષ્યાદિ તથા અસદ્ પશુપક્ષ્યાદિ. ૧૧ જોનાર. ૧૨ અપ્રવૃત્ત છતાં પ્રવૃત્તની પેઠે દેખાડનાર. ૧૩ ધારણ કરનાર. પાલન કરનાર.

ध्यानेनात्मनि पश्यंति केचिदात्मानमात्मना ।
अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥२५॥

अन्ये त्वेवमजानंतः श्रुत्वान्येभ्य उपासते ।
तेऽपि चातितरंत्येव मृत्युं श्रुतिपरायणाः ॥२६॥

यावत्संजायते किंचित्सत्त्वं स्थावरजंगमम् ।
क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥२७॥

समं सर्वेषु भूतेषु तिष्ठंतं परमेश्वरम् ।
विनश्यत्स्वविनश्यंतं यः पश्यति स पश्यति ॥२८॥

समं पश्यन् हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनाऽऽत्मानं ततो याति परां गतिम् ॥२९॥

प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।
यः पश्यति तथात्मानमकर्तारं स पश्यति ॥३०॥

यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।
तत एव च विस्तारं ब्रह्म सपद्यते तदा ॥३१॥

अनादित्वान्निर्गुणत्वात्परमात्मायमव्ययः ।
शरीरस्थोऽपि कौंतेय न करोति न लिप्यते ॥३२॥

કોઇક મનથી આત્મને, નિજમાં ધ્યાને જોય,
સાંખ્ય યોગ્યથી અન્ય વળિ, કર્મયોગથી કોય. ૨૫

ઉપાસે સુણિને અન્યથી, એથિ અજાણ્યા જેહ,
તરી જાય સંસારને, શ્રવણ [1]પરાયણ તેહ. ૨૬

સ્થાવર જંગમ વસ્તુ જે, બને છે ભારત વીર,
[2]ક્ષેત્ર [3]ક્ષેત્રિના યોગથી, થાય, જાણ તે, ધીર. ૨૭

સૌ નાશી ભૂતો વિષે, અવિનાશી, સમ, જેહ,
પરમ ઇશ, તેનેજ જે, જાણે જાણે તેહ. ૨૮

ઇશ સ્થિત સમ સર્વમાં, જોતાં તેને [4]સમ,
ન હણે પોતે આત્મને, પામે તે પરબ્રહ્મ. ૨૯

[5]ક્રીયમાણ કર્મોજ સૌ, થાય પ્રકૃતિથી એમ,
જાણે જે, તે આત્મને, જુએ અકર્ત્તા તેમ. ૩૦

[6]પૃથગ્ભાવ ભૂતો તણો, [7]યદા એકમાં જોય,
વિસ્તારજ પણ તે થકી, [8]તદા બ્રહ્મ તે હોય. ૩૧

અનાદિ નિર્ગુણ, તેથિ આ, પરમાત્માઅવિકારિ,
ન કરે નહિ લેપાય એ, રહિ [9]વપુમાં [10]ધનુધારિ. ૩૨

---

૧ તત્પર. ૨ જડ પદાર્થ, પ્રકૃતિ. ૩ ક્ષેત્રને જાણનાર આત્મા. ૪ સમાન. ૫ કરાતાં. ૬ જુદાપણું. ૭ જ્યારે. ૮ ત્યારે. ૯ શરીર. ૧૦ ધનુષ ધરનાર.

यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।
सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥३३॥

यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥३४॥

क्षेत्रक्षेत्रज्ञयोरेवमंतरं ज्ञानचक्षुषा ।
भूतप्रकृतिमोक्षं च ये विदुर्यांति ते परम् ॥३५॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे क्षेत्रक्षेत्रज्ञविभागयोगो नाम त्रयोदशोऽध्यायः ॥१३॥



[1]સૂક્ષ્મપણાથી [2]સર્વગત, [3]નભ લેપાય ન જેમ,
રહિ સૌ વપુમાં આત્મ પણ, નહિ લેપાયજ તેમ. ૩૩

જેમ [4]સકળ આ લોકને, [5]પ્રકાશે છે રવિ એક,
તેમ ક્ષેત્રિ સૌ ક્ષેત્રને, પ્રકાશ આપે છેક. ૩૪

ક્ષેત્ર ક્ષેત્રિનો ભેદ એ, [6]પ્રકૃતિ મોક્ષ વળિ જેહ,
જ્ઞાન [7]ચક્ષુથી જોય જે, પર પદ પામે તેહ. ૩૫



---

૧ બારીકપણાથી. ૨ સર્વમાં રહેલ. ૩ આકાશ. ૪ બધા. ૫ પ્રકાશ કરે છે. ૬ કહેલી પ્રકૃતિથી મોક્ષ. ૭ નેત્ર.

# ॥ अथ चतुर्दशोऽध्यायः ॥

श्रीभगवानुवाच ॥

परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।
यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥१॥

इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।
सर्गेऽपि नोपजायंते प्रलये न व्यथंति च ॥२॥

मम योनिर्महद्ब्रह्म तस्मिन् गर्भं दधाम्यहम् ।
संभवः सर्वभूतानां ततो भवति भारत ॥३॥

सर्वयोनिषु कौंतेय मूर्तयः संभवंति याः ।
तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥४॥

सत्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।
निबध्नंति महाबाहो देहे देहिनमव्ययम् ॥५॥

तत्र सत्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् ।
सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ ॥६॥

## શ્રી ભગવાન કહે છે.

કહું ફરી પર જ્ઞાન એ, જ્ઞાનોમાં ઉત્તમ,
જે જાણી [1]અહિથી બધા મુનિ પામ્યા પરબ્રહ્મ. ૧

કરિ આશ્રય આ જ્ઞાનનો, બનિ મુજરૂપે સાર,
સૃષ્ટિ સમય નહિ થાય તે, પ્રલયે નહિ [2]વ્યથનાર. ૨

[3]મહત [4]બ્રહ્મ મુજ યોનિમાં રાખું ગર્ભ હું સાર,
ઉત્પત્તિ સૌ ભૂતો તણી, થાય તેથી નિરધાર. ૩

સર્વ યોનિમાં કુંતિસુત, બનતો જે આકાર,
પ્રકૃતિ યોનિ મહા તેની હું પિતા [5]બીજપ્રદ, ધાર ૪

સત્વ રજો, તમ, ગુણ એ, પ્રકૃતિથી થાનાર,
વપુમાં અવ્યય [6]દેહિને, છે [7]યોજી દેનાર. ૫

નિર્મલતાથિ સત્વ તો, શાંત, પ્રકાશક સાર,
[8]અનઘ, જ્ઞાન સુખ સંગમાં જોડે છે નિરધાર. ૬

---

૧ આ શરીરને છોડીને. ૨ પીડા પાડનાર. ૩ મોટી. ૪ પ્રકૃતિ, માયા. ૫ બીજ વાવનાર. ૬ આત્મા. ૭ જોડી દેનાર. ૮ નિષ્પાપ, અર્જુનનું સંબોધન છે.

रजो रागात्मकं विद्धि तृष्णासंगसमुद्भवम् ।
तन्निबध्नाति कौंतेय कर्मसंगेन देहिनम् ॥७॥

तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।
प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥८॥

सत्वं सुखे संजयति रजः कर्मणि भारत ।
ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥९॥

रजस्तमश्चाभिभूय सत्वं भवति भारत ।
रजः सत्वं तमश्चैव तमः सत्वं रजस्तथा ॥१०॥

सर्वद्वारेषु देहेऽस्मिन्प्रकाश उपजायते ।
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्वमित्युत ॥११॥

लोभः प्रवृत्तिरारंभः कर्मणामशमःस्पृहा ।
रजस्येतानि जायंते विवृद्धे भरतर्षभ ॥१२॥

अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।
तमस्येतानि जायंते विवृद्धे कुरुनंदन ॥१३॥

यदा सत्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ।
तदोत्तमविदां लोकानमलान्प्रतिपद्यते ॥१४॥

કારણ, તૃષ્ણા સંગનું, [1]રાગવાન [2]રજ જાણ,
કર્મસંગમાં દેહિને, જોડે છે એમ માન. ૭
[3]મોહજનક સૈ દેહિને, [4]તમ [5]અજ્ઞાને જાણ,
આળસ ઊંઘ [6]પ્રમાદમાં, જોડે છે તે માન. ૮
સુખમાં જોડે [7]સત્વ વળિ, રજ કર્મોમાં માન,
[8]પ્રમાદાદિમાં તમ [9]તથા, જોડે ઢાંકી જ્ઞાન. ૯
પાર્થ થાય છે સત્વગુણ, રજ તમ ગૂણ હટાડિ,
તેમ [10]સત્વ તમનેજ [11]રજ, [12]તમ રજ સત્વજ પાડિ. ૧૦
આ વપુના સૈ દ્વારમાં, પ્રકાશરૂપજ જ્ઞાન,
થાય તદા એમ જાણવું, વધેલ સત્વ સુજાણ. ૧૧
પ્રવૃત્તિ લોભ ઇચ્છા વળી, [13]નહિશમ, [14]કર્મારંભ,
રજ વધતાં એ થાય છે, ભરતવંશના સ્તંભ. ૧૨
[15]અપ્રવૃત્તિ અવિવેક વળિ, પ્રમાદ મોહ પણ સાર,
તમ વધતાં એ થાય છે, નિશ્ચય પાંડુ કુમાર. ૧૩
સત્વ વધેલું હોય ને, મરે જીવ જો સાર,
[16]ઉત્તમવિદ શુધ લોકને, તો પામે નિરધાર. ૧૪

---

૧ પ્રીતિમાન. ૨ રજોગુણ. ૩ મોહ કરનાર. ૪ તમોગુણ. ૫ અજ્ઞાનથી થયેલ. ૬ ગાફલતા. ૭ સત્વગુણ. ૮ પ્રમાદ, આળસ ને ઉંઘ. ૯ તે પ્રમાણે. ૧૦ સત્વ તથા તમોગુણને હટાડિ ઉપરથી લેવું. ૧૧ રજોગુણ થાય છે. ઉપરથી લેવું. ૧૨ તમો ગુણ થાય છે. ઉપરથી લેવું. ૧૩ સંકલ્પ વિકલ્પનું નહિ ટળવું. ૧૪ કર્મોનો આરંભ. ૧૫ પ્રવૃત્તિ નહિ. ૧૬ સગુણ બ્રહ્મને જાણનારા.

रजसि प्रलयं गत्वा कर्मसंगिषु जायते ।
तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥१५॥

कर्मणः सुकृतस्याहुः सात्विकं निर्मलं फलम् ।
रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥१६॥

सत्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च ।
प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥१७॥

ऊर्ध्वं गच्छंति सत्वस्था मध्ये तिष्ठंति राजसाः ।
जघन्यगुणवृत्तिस्था अधो गच्छंति तामसाः ॥१८॥

नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति ।
गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥१९॥

गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् ।
जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥२०॥

अर्जुन उवाच ॥

कैर्लिंगैस्त्रीन्गुणानेतानतीतो भवति प्रभो ।
किमाचारःकथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥२१॥

[1]કર્મસંગિમાં જન્મ લે, મરેજ જો રજમાંય,
તમ વધતામાં જો મરે, [2]મૂઢ યોનિમાં થાય. ૧૫

કહે છે સાત્વિક કર્મનું, સુખ નિર્મલ ફલ, માન,
રાજસનું ફલ દુઃખ વળિ, તામસનું અજ્ઞાન. ૧૬

રજથી લોભજ થાય છે, થાય સત્વથી જ્ઞાન,
તમો ગુણથી થાય છે, પ્રમાદ, મોહ, અજ્ઞાન. ૧૭

[3]ઉંચગતિ પામે સાત્વિકો, [4]મધગતિ રાજસ લોક,
તામસ જન પામેજ છે, [5]નીચગતી જે ફોક. ૧૮

કર્ત્તા ગુણથી અન્ય નહિ, જ્યારે [6]દ્રષ્ટા જોય,
[7]જાણે ગુણથી [8]પર તહા, મુજ રૂપ તે હોય. ૧૯

[9]દેહબીજ ત્રણ ગુણ એ ઉલ્લંઘી થઇ મુકત,
મૃત્યુ જરા દુઃખ જન્મથી, પામે જીવ [10]અમૃત. ૨૦

## અર્જુન કહે છે.

[11]ત્રિગુણાતીત તણાજતો, શું લક્ષણ આચાર,
ઉલ્લંઘે ત્રણ ગુણ એ, કઈ રીતે પ્રભુ સાર. ૨૧

---

૧ કર્મમાં આશકિતવાળા મનુષ્યોમાં. ૨ પશ્વાદિયોની. ૩ ઉંચી ગતિ. ૪ વચલી ગતિ. ૫ હલકી ગતિ. ૬ જોનાર. આત્મા. ૭ પોતાને જાણે. ૮ શ્રેષ્ટ. ૯ દેહની ઉત્પત્તિના કારણ. ૧૦ મોક્ષ. ૧૧ ત્રણે ગુણ ઉલંઘી જનાર.

श्रीभगवानुवाच ॥

प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पांडव ।
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥२२॥

उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्तंत इत्येव योऽवतिष्ठति नेंगते ॥२३॥

समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः ।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिंदात्मसंस्तुतिः ॥२४॥

मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः
सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥२५॥

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥२६॥

ब्रह्मणो हि प्रतिष्टाहममृतस्याव्ययस्य च ।
शाश्वतस्य च धर्मस्य सुखस्यैकांतिकस्य च ॥२७॥

इति श्रीमद्भगवद्गीतासूपनीषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे गुणत्रयविभागयोगो नाम
चतुर्दशोऽध्यायः ॥१४॥



## શ્રી ભગવાન કહે છે.

[૧]પ્રકાશ [૨]પ્રવૃતિ ને [૩]મોહનિ, પ્રવૃતિ નિવૃતિ નિરધાર,
થાતાં દ્વેષે નહિ, નહિ, ઇચ્છે, પાંડુ કુમાર. ૨૨

ઉદાસીનની પેઠ રહિ, ગુણથી ચલિત નહિ જેહ,
વર્તે ગુણ એમ જાણીને, મૌન અચલ થઈ રેહ. ૨૩

સમ સુખ દુઃખ, ને સ્વસ્થ સમ, [૪]કાંચન પથ્થર ધુલ,
પ્રિય અપ્રિય સમ, ધીર વળિ, નિંદા સ્તુતિ સમતૂલ. ૨૪

માન અપમાને સમ વળી, [૫]અરિ મિત્રે સમ જેહ,
ત્યાગિ સર્વ આરંભનો, [૬]ગુણાતીત છે તેહ. ૨૫

ભજેછે મુજને જે વળી, દૃઢ ભકતીયે સાર,
ઉલ્લંઘી ગુણ થાય તે, મોક્ષ યોગ્ય નિરધાર. ૨૬

[૭]પ્રતિષ્ઠા છું હું બ્રહ્મનિ, જે અવ્યય નિત રૂપ,
અખંડ સુખ અમૃત વળી, છે જે ધર્મ સ્વરૂપ. ૨૭



---

૧ સત્વગુણનું કાર્ય જ્ઞાન. ૨ રજોગુણનું કાર્ય પ્રવૃત્તિ. ૩ તમો ગુણનું કાર્ય મોહ. ૪ સુવર્ણ. ૫ શત્રુ. ૬ ગુણને ઉલ્લંઘન કરનાર. ૭ બ્રહ્મની સ્થિતિ અર્થાત્ બ્રહ્મરૂપજ.

## ॥ अथ पंचदशोऽध्यायः ॥



श्रीभगवानुवाच ॥

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छंदांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥१॥

अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विषयप्रवालाः ।
अधश्च मूलान्यनुसंततानि कर्मानुबंधीनि मनुष्यलोके ॥२॥

न रूपमस्येह तथोपलभ्यते नांतो न चादिर्न च संप्रतिष्ठा ।
अश्वत्थमेनं सुविरूढमूलमसंगशस्त्रेण दृढेन छित्त्वा ॥३॥

ततः पदं तत्परिमार्गितव्यं यस्मिन्गता न निवर्तंति भूयः ।
तमेव चाद्यं पुरुषं प्रपद्ये यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥४॥

## શ્રી ભગવાન કહે છે.

૧મૂલ ૨ઊંચૂ ૩શાખા ૪નિચિ, ૫નાશિ ૬અનાશી કેહ,
૭વેદપાન, જાણેજ એ, ૮વૃક્ષ ૯વેદવિદ તેહ ૧
૧૦ઊંચે ૧૧નિચે ૧૨વિસ્તરિ એનિ ૧૩ડાળો,
વધ્યા ૧૪ગુણેથી ૧૫વિષયપ્રવાલો,
નીચે ઉચે ૧૬મૂલ ૧૭પ્રવિષ્ટ છે રે, આ લોકમાં કર્મ વિશેજ પ્રેરે ૨
એનૂં અહીં રૂપ નહીં જણાય, ૧૮આદ્યંત તેમ૧૯સ્થિતિનાર૦કળાય,
મૂળે ૨૧તરૂ એ દઢ છેજ માટે, ૨૨અસંગશસ્ત્ર અહિ છેદિ ઘાટે ૩
જાણીજ લેવું પછિ તેજ ૨૩ધામ, જેમાં ગયેલા ન ફરેજ આમ,
જેથી થઇ આ ૨૪પ્રવૃત્તિઃ ૨૫પુરાણી, તે આદિને શર્ણ છુંએમ જાણી

---

૧ થડ, બીજ. ૨ માયાવિશિષ્ટ બ્રહ્મ સર્વોત્તમ હોવાથી ઉંચું. ૩ અહંકાર તથા પંચમહાભૂતાદિરૂપ શાખા. ૪ પ્રકૃતિ થકી પછી હોવાથી નીચી. ૫ આવતી કાલે હશે કે નહિ, એનો નિશ્ચય નથી માટે અશ્વત્થ એટલે નાશી. ૬ ઘણા કાળથી ચાલતો આવે છે માટે અનાશિ. ૭ વેદરૂપ પાન. ૮ સંસારરૂપ વૃક્ષ. ૯ વેદને જાણનાર. ૧૦ મનુષ્યથી બ્રહ્માપર્યંત ૧૧ મનુષ્યથી સ્થાવરપર્યંત. ૧૨ વિસ્તાર પામી. ૧૩ પુણ્ય-પાપના ફળરૂપ દેહરૂપ ડાળો. ૧૪ સત્વ, રજ અને તમોગુણના વિકારથી. ૧૫ શબ્દાદિ વિષયરૂપ કુંપર. ૧૬ વિષયવાસના કર્મવાસના. ૧૭ વ્યાપ્ત, પ્રવેશ થયેલ. ૧૮ આદિ અને અંત. ૧૯ વર્તમાન સ્થિતિ. ૨૦ જણાય. ૨૧ સંસારરૂપ વૃક્ષ. ૨૨ મનથી અસકત રેહેવારૂપ શસ્ત્ર. ૨૩ સ્થરૂપ. ૨૪ સંસારની પ્રવૃત્તિ. ૨૫ ઘણા કાળથી ચાલતી આવેલ.

निर्मानमोहा जितसंगदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः।
द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छंत्यमूढाः पदमव्ययं तत् ॥५॥

न तद्भासयते सूर्यो न शशांको न पावकः।
यद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम ॥६॥

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः।
मनःषष्ठानीन्द्रियांणि प्रकृतिस्थानि कर्षति ॥७॥

शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः।
गृहीत्वैतानि संयाति वायुर्गंधानिवाशयात् ॥८॥

श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च।
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥९।

उत्क्रामंतं स्थितं वापि भुंजानं वा गुणान्वितम्।
विमूढा नानुपश्यंति पश्यंति ज्ञानचक्षुषः ॥१०॥

यतंतो योगिनश्चैनं पश्यंत्यात्मन्यवस्थितम्।
यतंतोऽप्यकृतात्मानो नैनं पश्यंत्यचेतसः ॥११॥

यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम्।
यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धिमामकम् ॥१२॥

૧અમૂઢને દુઃખ સુખેજ મુકત, ૨અધ્યાત્મિને ૩કામ થકી ૪વિમુકત,
૫નિર્માન મોહી, ૬જિત સંગ જેઓ, પામે અનાશી પદનેજ તેઓ ૫

સૂર્ય ચંદ્ર અગ્ની નહીં, તેને કરે પ્રકાશ,
જ્યાં જઇ ફરિ આવે નહિ, તેજ ધામ મુજ ખાસ. ૬

મૂજ અંશ થઇ જીત નિત, ઇંદ્રીય મનને સાર,
પ્રકૃતિ થકી, આ લોકમાં, ખેંચે છે નિરધાર. ૭

પામે જીવ શરીરને મૂકે, જ્યારે તેમ,
લઈ ઇંદ્રીયો જાય, ૭વા, ગંધ સ્થલથી જેમ. ૮

કાન આંખ ને ચામડી, જીભ નાક, મન જેહ,
કરિ આશ્રમ તે સર્વનો, વિષય ભોગવે એહ૮ ૯

જાય, રહે ને ભોગવે, વળી છે એ ગુણ જુકત,
દેખે એને મૂઢ નહિ દેખે જ્ઞાની યુકત. ૧૦

દેખે એને નિજ વિષે, યોગી ઉદ્યોગીજ,
મંદ મૂઢ દેખે નહીં, કરતાં પણ તજવીજ. ૧૧

પ્રકાશેછે સૌ જગતને, સૂર્યતેજ પણ જેહ,
૯ચંદ્રાગ્નીમાં જે વળી, જાણ તેજ મુજ તેહ. ૧૨

---

૧ બ્રહ્મવિદ્યા, વિવેકી. ૨ જ્ઞાની. ૩ ઇચ્છાથી. ૪ મુકાયલો. ૫ માનમોહરહિત. ૬ જીતેલ. ૭ વાયુ. ૮ આત્મા. ૯ ચંદ્ર અને અગ્નીમાં.

गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।
पुष्णामि चौषधिः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥१३॥
अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥१४॥
सर्वस्य चाहं हृदि सन्निविष्टो मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ।
वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदांतकृद्वेदविदेव चाहम् ॥१५॥
द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥१६॥
उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥१७॥
यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥१८॥
यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥१९॥
इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयाऽनघ ।
एतद्बुद्ध्वा बुद्धिमान् स्यात्कृतकृत्यश्च भारत ॥२०॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे पुरुषोत्तमयोगो नाम पंचदशोऽध्यायः ॥ १५ ॥

ધરૂં બળથી હું ભૂત સૌ, રહિ પૃથ્વીમાં જાણ,
પોષું ઔષધિ સર્વ હું, ચંદ્ર બની રસવાન. ૧૩

[1]ચાર અન્ન પકવૂંજ હું, પ્રાણ અપાન સહીત,
થઇને જઠરાગ્નીજ હું, પ્રાણી દેહ આશ્રીત. ૧૪

છું હું બધાનાં હૃદયો વિષેજ, હુંથી સ્મૃતી જ્ઞાન થઇ ટળેજ,
છું [2]વેદ્ય હું સૌ [3]નિગમેજ સાર, [4]વેદાંત કૃત્વેદજ જાણનાર. ૧૫

આ બે પુરૂષજ લોકમાં, ક્ષર અક્ષર કહેવાય,
કહે [5]અક્ષર [6]કૂટસ્થને, [7]ક્ષર સૌ [8]ભૂત વદાય. ૧૬

પુરૂષ અન્ય અવ્યય ઉત્તમ, પરમાત્મા પરમેશ,
પાળે જે ત્રણ લોકને, તેમાં કરી પ્રવેશ. ૧૭

ઉલ્લંઘ્યો ક્ષરને વળી, અક્ષરથી ઉત્તમ,
લોક વેદમાં તેથિ છું, પ્રસિદ્ધ [9]પુરૂષોત્તમ ૧૮

પુરૂષોત્તમ મુજનેજ એમ, અમૂઢ જાણે જેહ,
સર્વ ભાવથી મૂજને, ભજે સર્વ [10]વિદ તેહ, ૧૯

કહ્યું [11]અનઘ, મેં શાસ્ત્ર આ, ગુપ્ત અતી નિરધાર,
થાય જાણિ એ બુદ્ધિમંત, [12]કૃતકૃત્ય પણ સાર. ૨૦

---

૧ ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય. ૨ જાણવા લાયક. ૩ વેદ. ૪ વેદાંતપ્રવર્તક. ૫ અવિનાશી. ૬ મૂલ પ્રકૃતિ. માયા. ૭ નાશવંત. ૮ સ્થાવર જંગમ. ૯ મૂલ પ્રકૃતિ વા માયાથી પર પરમાત્મા. ૧૦ જાણનાર. ૧૧ નિષ્પાપ. ૧૨ કરયું છે કરવા લાયક જેણે એવો.

# ॥ अथ षोडशोऽध्यायः ॥

श्रीभगवानुवाच ॥

अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥१॥

अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥२॥

तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥३॥

दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥४॥

दैवीसंपद्विमोक्षाय निबंधायासुरी मता ।
मा शुचः संपदं दैवीमभिजातोऽसि पांडव ॥५॥

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ।
दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु ॥६॥

## શ્રીભગવાન કહે છે.

અભય ચિત્ત શુદ્ધી વળી, જ્ઞાનયોગમાં સ્થીતિ,
યજ્ઞ દાન દમ સરલતા, [1]બ્રહ્મયજ્ઞ તપરીતિ. ૧

[2]ત્યાગ અહિંસા શાંતિ [3]સત, અરીસ અચાડિ સેજ,
[4]અચપલતા [5]મૃદુતા લજા, અલોભ કૃપા ભૂલેજ. ૨

[6]અમાનિતા અદ્રોહ ધૃતિ, ક્ષમા તેજ [7]શુચિયોગ,
થાય છે તેને હોય જે, સંપદ દૈવી જોગ. ૩

[8]દંભ [9]દર્પ અભિમાન રિસ, કઠોરતા અજ્ઞાન,
થાય છે તેને હોય જે, અસુરી સંપતવાન. ૪

[10]બંધનાર્થ અસુરી કહી, દૈવી તો મોક્ષાર્થ,
દૈવી અર્થ જન્મ્યો છે તું, શોચ કરિશ નહિ પાર્થ. ૫

બેજ સૃષ્ટિ આ લોકમાં, દૈવી અસુરી સાર,
કહિ દૈવી વિસ્તારથી, આસુરિ મુજથી ધાર. ૬

---

૧ વેદાભ્યાસ. ૨ ઉદારતા. ૩ સત્ય. ૪ વૃથા ચંચલાઇ નહિ. ૫ મનની કોમળતા. ૬ પોતાની બડાઇ ન કરવાપણું. ૭ પવિત્રતા. ૮ પોતામાં સદ્‌ગુણ ન છતાં તે બતાવવાનો ડોળ ઘાલવો. ૯ ધન-વિદ્યા નિમિત્ત ચિત્તનું ઉન્મત્તપણું. ૧૦ બંધન માટે.

प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥७॥

असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥८॥

एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवंत्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥९॥

काममाश्रित्य दुष्पूरं दंभमानमदान्विताः ।
मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्ततेऽशुचिव्रताः ॥१०॥

चिंतामपरिमेयां च प्रलयांतामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥११॥

आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहंते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥१२॥

આસુરિ જન જાણે નહિ, પ્રવૃત્તિ નિવૃત્તિ નિરધાર,
વળી તેઓમાં હોય નહિ, [૧]શૌચ સત્ય [૨]આચાર. ૭

વદે [૩]અનીશ્વર તે જગત, [૪]મૈથુનથી થાનાર,
[૫]સત્ય [૬]પ્રતિષ્ઠા વિણુ વળી, [૭]કામહેતુ મત સાર. ૮

આશ્રી એ મત ભ્રષ્ટ જે, [૮]જગઅરિ [૯]અલ્પધિ સાર,
જગ ક્ષયાર્થ તે થાય છે, ઉગ્ર કર્મ કરનાર. ૯

નિશ્ચય અશુભ કરિ મોહથી, આશ્રિ કામ [૧૦]દુષ્પૂર,
વર્ત્તે અશુચ વૃતીજ તેં, દંભિ માનિ [૧૧]મદપૂર. ૧૦

મરણુ લગી તે રેહ છે, [૧૨]ચિંતાગ્રસ્ત અપાર,
કામ ભોગ [૧૩]પુરૂષાર્થ છે, નિશ્ચય એમ કરનાર. ૧૧

[૧૪]બદ્ધ [૧૫]શતાશા જાળથી, કામ ક્રોધ આશ્રીત,
ભોગ અર્થ ઇચ્છેજ તે, અનીતિયે પણ [૧૬]વીત. ૧૨

---

૧ શાસ્ત્રે કહેલ બાહાર તથા અંદરની પવિત્રતા. ૨ શાસ્ત્રે કહેલ આચાર. ૩ ઇશ્વર વિનાનું. ૪ પદાર્થોના પરસ્પર સંયોગથી. ૫ વેદોક્ત ધર્મનું સત્યપણું. ૬ ધર્માધર્મની વ્યવસ્થા. ૭ ઇચ્છારૂપ કારણવાળું. ૮ જગના શત્રુ. ૯ મંદમતિ. ૧૦ દુઃખે કરી પુરાય એવો. ૧૧ ઉન્મત્ત. ૧૨ ચિંતાતુર. ૧૩ પરમધર્મ. ૧૪ બંધાયલા. ૧૫ સૈકડો આશા. ૧૬ ધન.

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥१३॥

असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥१४॥

आढ्योऽभिजनवानस्मि कोऽन्योस्ति सदृशो मया ।
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥१५॥

अनेकचित्तविभ्रांता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥१६॥

आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ।
यजंते नाम यज्ञैस्ते दंभेनाविधिपूर्वकम् ॥१७॥

अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।
मामात्मपरदेहेषु प्रद्विषंतोऽभ्यसूयकाः ॥१८॥

तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥१९॥

आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौंतेय ततो यांत्यधमां गतिम् ॥२०॥

આજ મળી આ વસ્તુ, આ મેળવીશ, પ્રીય કાલ,
ધન મારૂં આ છેજ, આ થાશે ફરિ તત્કાલ. ૧૩

માર્યો મેં આ શત્રુ વળિ, મારિશ બીજા હુંજ,
સિદ્ધ સુખી બળવાન હું, ઈશ્વર ભોગી હુંજ. ૧૪

હુંજ કુલીન, ધનિ હુંજ વળિ, મુજ સરખો કો છેહ,
દઇશ યજ્ઞમાં, થઇશ ખુશિ, એમ અવિવેકી કેહ ૧૫

ભ્રાંત બની બહુ ચિત્તથી, મોહ જાળે [૧]આવૃત્ત,
પડે દુઃખરૂપ નરકમાં, કામભોગમાં સકત. ૧૬

તે અનમ્ર મનથી વડા, [૨]વિત્તમાનમદ યુકત,
યજે [૩]નામયજ્ઞે કરી, [૪]અવિધિ દંભથી જુકત. ૧૭

કામિ ક્રોધિ અહંકારિ બળિ, દર્પી નિંદક સાર,
તે, નિજ પર વપુમાંય, મુજ, છેજ દ્વેશ કરનાર. ૧૮

અશૂભ દ્વેષી ક્રૂર તે, [૫]અધમોને નિરધાર,
અસુર યોનિમાં નિત્ય હું, નાખું આ સંસાર. ૧૯

જન્મ જન્મમાં મૂઢ તે, અસુર યોનિને પ્રાપ્ત,
પામે છે પછિ નીચ ગતિ, થઈ મુજને અપ્રાપ્ત. ૨૦

૧ વિંટાયલો. ૨ ધનથી થયેલ માન તથા મદ. ૩ નામ માત્ર યજ્ઞ. ૪ વિધિ રહિત. ૫ નીચ.

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥२१॥

एतैर्विमुक्तः कौंतेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥२२॥

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥२३॥

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥२४॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे दैवासुरसंपद्विभागयोगो
नाम षोडशोऽध्यायः ॥१६॥



કામ ક્રોધ ને લોભ એ, નરક તણા ત્રણ દ્વાર,
નાશક આત્મતણાજ, એ, તજવા ત્રણ નિરધાર. ૨૧

એ ત્રણ [1]તમ દ્વારો થકી, મુકત બની, નિજ શ્રેય,
આચરેછે નર, પરગતી, પામે પછિ કૌંતેય. ૨૨

મૂકિ શાસ્ત્રવિધિ આચરે, કર્મ ઇચ્છાથી જેહ,
પામે નહિ સુખ સિદ્ધિ વળિ, નહિ પરગતિ પણ તેહ. ૨૩

માટે [2]કાર્ય [3]અકાર્યમાં, છે તુજ શાસ્ત્ર પ્રમાણ,
જાણિ [4]શાસ્ત્ર વિધ કર્મ તું, કરવા યોગ્ય સુજાણ. ૨૪



---

૧ અજ્ઞાનરૂપ. ૨ કરવા લાયક. ૩ ન કરવા લાયક. ૪ શાસ્ત્રે કહેલ.

## ॥ अथ सप्तदशोऽध्यायः ॥

अर्जुन उवाच ॥

ये शास्त्रविधिमुत्सृज्य यजंते श्रद्धयाऽन्विताः ।
तेषां निष्ठा तु का कृष्ण सत्वमाहो रजस्तमः ॥१॥

श्रीभगवानुवाच ॥

त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ।
सात्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥२॥

सत्वानुरूपा सर्वस्व श्रद्धा भवति भारत ।
श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥३॥

यजंते सात्विका देवान्यक्षरक्षांसि राजसाः ।
प्रेतान्भूतगणांश्चान्ये यजंते तामसा जनाः ॥४॥

अशास्त्रविहितं घोरं तप्यंते ये तपो जनाः ।
दंभाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥५॥

कर्षयंतः शरीरस्थं भूतग्राममचेतसः ।
मां चैवांतःशरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान ॥६॥

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ।
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥७॥

## અર્જુન કહે છે.

મૂકિ શાસ્ત્રવિધિ કૃષ્ણ જે, યજેછે શ્રધ્ધાળુંજ,
સત્વ તથા રજ, તમ વિષે, [૧]નિષ્ઠા તેની શૃંજ. ૧

## શ્રીભગવાન કહે છે.

સ્વાભાવિક ત્રણ હોય છે, શ્રદ્ધા જીવોનીજ,
સાત્વિક, રાજસિ, તામસી, શુણુ તે મૂજ થકીજ. ૨

સત્વયુકત સૌની શ્રધા, પુરૂપ શ્રધામય જાણ,
જે, જે શ્રદ્ધાયુકત, તે, છે, તે શ્રદ્ધાવાન. ૩

યજે દેવને સાત્વિકો, રાજસ રાક્ષસ યક્ષ,
પ્રેત ભૂતને અન્ય વળિ, જે છે તામસ [૨]સક્ષ. ૪

અશાસ્ત્રીયભયકારિ તપ, આચરેછે જન જેહ,
અહંકારિ દંભીજ ને, કામિ રાગિ બળિ તેહ. ૫

કરતાં નિજ [૩]વપુભૂત [૪]કૃશ, મુજને પણ [૫]કૃશ સાર,
અવિવેકી તેનેજ તું, અસુર નિશ્ચયી ધાર. ૬

સર્વ તણો પ્રિય અહાર પણ, ત્રણ પ્રકાર અર્જૂન,
તેમ યજ્ઞ તપ દાન, આ ભેદ તેમનો શૃણુ. ૭

---

૧ સ્થિતિ. ૨ લોક, જન. ૩ શરીરનાં પાંચ મહાભૂત ૪ બારીક, દુબળા. ૫ મરજી ઉપરાંત આચરણ કરવારૂપ કૃશપણું.

आयुःसत्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।
रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्विकप्रियाः ॥८॥

कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।
आहारा राजसस्येष्टा दुखःशोकामयप्रदाः ॥९॥

यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥१०॥

अफलाकांक्षिभिर्यज्ञो विधि दृष्टो य इज्यते ।
यष्टव्यमेवेति मनः समाधाय स सात्विकः ॥११॥

अभिसंधाय तु फलं दंभार्थमपि चैव यत् ।
इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥१२॥

विधिहीनमसृष्टान्नं मंत्रहीनमदक्षिणम् ।
श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥१३॥

૧આયુ ૨સત્વ ૩આરોગ્ય ૪બળ, સુખ પ્રીતી કર આહાર,
૫સ્નિગ્ધ ૬હૃદ્ય ૭રસવાન ૮સ્થિર, સાત્વિક પ્રિય નિરધાર. ૮

૯અમ્લ ૧૦લવણ ૧૧કટુ ઉષ્ણ અતિ, ૧૨તીક્ષ્ણ ૧૩રૂક્ષ ૧૪દાહકાર,
શોક રોગ દુખ દેછે એ, રાજસને પ્રિય આહાર. ૯

દુર્ગંધ યુકત ૧૫પ્રહરગત, ૧૬ગતરસ ૧૭વાસી અન્ન,
એઠું ને અપવિત્ર એ, તામસ પ્રિય ભોજન્ન. ૧૦

યજવો, એમ મન સ્થિર કરી, ૧૮નિષ્કામીયે જેહ,
યજાય શાસ્ત્રે ૧૯વિહિત તો, સાત્વિક યજ્ઞજ તેહ. ૧૧

૨૦ઉદ્દેશ ફલનેજ, જે, ભરતવંશમાં મહાન,
દંભાર્થેજ યજાય તે, રાજસ યજ્ઞજ જાણ. ૧૨

અન્નમંત્ર વિધિહીન વળિ, દક્ષીણા વિણ જેહ,
હોય શ્રદ્ધા વિણ તેહને, તામસ યજ્ઞજ કેહ. ૧૩

---

૧ આયુષ. ૨ ઉત્સાહ. ૩ રોગરહિતપણું. ૪ શકિત. ૫ સ્નેહયુકત, ચિકણતાવાળું. ૬ મનોહર. ૭ મધુર રસવાળું. ૮ દેહમાં ઘણા કાળ સુધી જેનું સાર રહે છે એવું. ૯ ખાટું. ૧૦ ખારૂં. ૧૧ કડવું. ૧૨ તીખું. ૧૩ તુરૂં, રૂખું. ૧૪ દાહ કરનાર. ૧૫ એક પ્રહર થઇ ગયેલ. ૧૬ રસ વિનાનું. ૧૭ આગલા દિવસનું રાંધેલું. ૧૮ ફળની ઇચ્છા વગરનાએ. ૧૯ કહેલ. ૨૦ મનથી ધારીને.

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥१४॥

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥१५॥

मनःप्रसादःसौम्यत्वं मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥१६॥

श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ।
अफलाकांक्षिभिर्युक्तैः सात्विकं परिचक्षते ॥१७॥

सत्कारमानपूजार्थं तपो दंभेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥१८॥

मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥१९॥

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥२०॥

દેવ દ્વિજ [1]ગુરૂ [2]પ્રાજ્ઞનું, પૂજન વળિ બ્રહ્મચર્ય,
શાૈચ અહિંસા નમ્રતા, શારિર, તપ કહે [3]વર્ય. ૧૪

અદુઃખકર હિતકારી પ્રિય, વાકયજ સત્ય [4]વદાય,
વેદતણો અભ્યાસ, એ, વાણી તપ કહેવાય. ૧૫

મન નિર્મળ, અક્રૂરતા મૌન [5]આત્મવશ સાર,
અકપટતા, કહેવાય એ, માનસ તપ નિરધાર. ૧૬

[6]અકામી યુકત નરે કરિ, તપ એ [7]ત્રિવિધ કરાય,
શ્રદ્ધા પરમવડેજ તો, સાત્વિક તપ કહેવાય. ૧૭

પૂજા સત્કારાર્થ વળિ, માન અર્થ તપ જેહ,
કરાય દંભે, ક્ષણિક ચળ, રાજસ તપ કહે તેહ. ૧૮

પીડી [8]પિંડ [9]દુરાગ્રહે, તપ જે પાર્થ કરાય,
પરના વિનાશ માટે વા, તામસ તપ કહેવાય ૧૯

દેશ કાળ ને પાત્રમા, [10]અનુપકારિને જેહ,
દેવું એમ અપાય છે, સાત્વિક દાનજ તેહ. ૨૦

---

૧ બ્રહ્મવિદ્યા. દેનાર અથવા માતાપિતાદિ વડીલ. ૨ જ્ઞાની. ૩ શ્રેષ્ટ. અરજુનનું સંબોધન છે. ૪ બોલાય. ૫ મન વશ કરવું. ૬ ફળની ઇચ્છા નહિ કરનાર. ૭ ત્રણ પ્રકારના. ૮ શરીર. ૯ હઠથી ૧૦ ઉપકાર ન કરનારને.

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥२१॥
अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥२२॥
ॐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥२३॥
तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः ।
प्रवर्तंते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥२४॥
तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः ।
दानक्रियाश्च विविधाः क्रियंते मोक्षकांक्षिभिः ॥२५॥
सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।
प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥२६॥
यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।
कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥२७॥
अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥२८॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रद्धात्रयविभागयोगोनाम सप्तदशोऽध्यायः ॥१७॥

૧પ્રત્યુપકારાર્થેંજ વા, ઉદ્દેશી ફળ જેહ,
અપાય ખેદે યુકત, તે, રાજસ દાનજ કેહ. ૨૧

દાન અદેશ અકાળમાં, અપાત્રનેજ અપાય,
આદર ને સત્કાર વિણુ તામસ તે કહેવાય. ૨૨

૨ઓંતત્સત, એ બ્રહ્મની, આજ્ઞા કહિ ત્રણુ ભેદ,
નિર્મ્યા તેણે પ્રથમ તો, બ્રાહ્મણુ યજ્ઞો વેદ. ૨૩

માટે નિત બ્રહ્મવાદિની, ઓંમ, ઉચરી થાય,
યજ્ઞ દાન તપની ક્રીયા, શાસ્ત્રે જેમ વદાય. ૨૪

ઉચરી તત્પદ છોડિ ફલ, મોક્ષેચ્છૂયે સાર,
ક્રિયા યજ્ઞ તપ દાનની, કરાય વિવિધ પ્રકાર. ૨૫

૩સાધુ તથા ૪સદ્ભાવમાં, સત, એ પદ યોજાય,
તેમ માંગલિક કર્મમાં, સત અર્જુન જોડાય. ૨૬

યજ્ઞ તથા તપ દાનમાં, સ્થિતિ તે સત કહેવાય,
તે અર્થે જે કર્મ તે, સત શબ્દેજ વદાય. ૨૭

હુવન દાન તપ જે વળી, અશ્રદ્ધાયે થાય,
અસત, પાર્થ કહેવાય તે, ન ફળે અહિ ને ત્યાંય. ૨૮

---

૧ પાછો બદલો લેવા માટે. ૨ ત્રણે પદ બ્રહ્મવાચક છે, ૩ શ્રેષ્ઠ. ૪. હોવાપણું.

## ॥ अथाष्टादशोऽध्यायः ॥



अर्जुन उवाच ॥

संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ।
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥१॥

श्रीभगवानुवाच ॥

काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।
सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥२॥

त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ।
यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे ॥३॥

निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम ।
त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः संप्रकीर्तितः ॥४॥

यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥५॥

एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च ।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥६॥

## અરજુન પુછે છે.

[1]કેશિનિસૂદન જાણવા, ઇચ્છું ભિન્ન, હૃષિકેશ,
તત્ત્વ, ત્યાગ સંન્યાસનું, મહાબાહુ પરમેશ. ૧

## શ્રીભગવાન કહે છે.

[2]કામ્ય કર્મના ત્યાગને, [3]કવિ જાણે સંન્યાસ,
[4]નિપુણો કહે છે ત્યાગ, જે સર્વ કર્મફળ [5]ન્યાસ. ૨

બુદ્ધિમાન કો એમ કહે, કર્મ દોષવત [6]ત્યાજ્ય,
યજ્ઞ દાન તપ કર્મને, અન્ય કહે અત્યાજ્ય. ૩

નિશ્ચય મુજ, એ ત્યાગમાં, શુણ તું ભારતધીર,
કહેલ છે ત્રણ ભેદથી, ત્યાગજ, નરમાં વીર. ૪

નહિ તજવાં, કરવાંજ એ, યજ્ઞ દાન તપ કર્મ,
બુદ્ધિમાનને એહ છે, [7]પાવન કર્ત્તા ધર્મ. ૫

સંગ તથા ફલ મૂકિ એ, કર્મ ભરતસત્તમ,
આચરવાં એમ છેજ મુજ, નિશ્ચિત મત ઉત્તમ. ૬

---

૧ કેશી નામના દૈત્યને મારનાર. ૨ સકામ. ૩ વિદ્વાન. ૪ ડાહ્યા, પંડિત. ૫ મનથી ત્યાગ. ૬ ત્યાગ કરવા લાયક. ૭ પવિત્ર.

नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥७॥

दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।
स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥८॥

कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
संगं त्यक्त्वा फलं चैव स त्यागः सात्विको मतः ॥९॥

न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।
त्यागी सत्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥१०॥

न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥११॥

अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ।
भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित् ॥१२॥

पंचैतानि महाबाहो कारणानि निबोध मे ।
सांख्ये कृतांते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥१३॥

अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ।
विविधाश्च पृथक् चेष्टा दैवं चैवात्र पंचमम् ॥१४॥

[1]નિયતકર્મનો ત્યાગ તો, યોગ્ય નહીં કહેવાય,
મોહથિ તેનો ત્યાગ, એ. તામસ ત્યાગ વદાય. ૭

[2]કાય કલેશના ભય થકી, ત્યજે કર્મ દુખ જાણિ,
રાજસ ત્યાગ કરી, ન તે, ફલને પામે પ્રાણિ. ૮

નિયત કર્મ કરવાંજ એમ, અર્જુન કર્મ કરાય,
સંગ તથા ફલ મૂકિ, એ, સાત્વિક ત્યાગ મનાય. ૯

[3]દુખદ કર્મ દ્વેષે નહીં, કુશલે નહિ રંજેહ,
બુદ્ધિમાન સંશય રહિત, સાત્વિક ત્યાગી તેહ. ૧૦

દેહ ધારિયે કર્મ સૌ, ત્યાગ કરી ન શકાય,
કર્મતણા ફળ ત્યાગી જે, ત્યાગી તે કહેવાય. ૧૧

[4]મિશ્રિત, ઈષ્ટ અનિષ્ટ, એ, ત્રિવિધ કર્મફળ થાય,
મરણ પછી અત્યાગીને, ત્યાગીને ન કદાય. ૧૨

સર્વ કર્મ સિધ્યર્થ તો, સાંખ્ય શાસ્ત્રમાં સાર,
કારણ પંચ કહ્યાજ આ, અર્જુન મુજથી ધાર. ૧૩

જુદી જુદી ઈંદ્રિય વળી, દેહ તથા અહંકાર,
પ્રાણાદી [5]ચેષ્ટા [6]પૃથક દૈવ પાંચમું સાર. ૧૪

---

૧ નિમેલાં નિત્ય કર્મ. ૨ શરીરનો કલેશ. ૩ કંટાળો આપનાર. ૪ ઇષ્ટ અનિષ્ટથી મિશ્ર. ૫ વ્યાપાર ૬ જુદી.

शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।
न्याय्यं वा विपरीतं वा पंचैते तस्य हेतवः ॥१५॥

तत्रैवं सति कतारमात्मानं केवलं तु यः ।
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥१६॥

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स इमाँल्लोकान्न हंति न निबद्ध्यते ॥१७॥

ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ।
करणं कर्म कर्तेति त्रिविधःकर्मसंग्रहः ॥१८॥

ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ।
प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥१९॥

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्विकम् ॥२०॥

पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभान्पृथग्विधान् ।
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥२१॥

यत्तु कृत्स्नवदेकस्मिन् कार्ये सक्तमहैतुकम् ।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥२२॥

મન વાણી દેહે કરી, ધર્મ્ય અધર્મ્યજ જેહ,
કરે કર્મનર, તે તણાં, કારણ પંચજ એહ. ૧૫
એમ છતાં પણ જોય છે, [૧]અકૃત બુદ્ધિથી જેહ,
કર્ત્તા [૨]શુધાત્માજને, જુએ [૩]દુર્મતિ તેહ. ૧૬
અહંકૃતપણું જેને નહિ, જેનું ન મન લેપાય,
હણિ આ લોકોનેજ તે, ન હણે નહિ બંધાય. ૧૭
જ્ઞેય જ્ઞાન જ્ઞાતાજ, ત્રણ કર્મ પ્રેરણા એહ,
[૪]કરણ [૫]કર્મ કર્ત્તાજ, એ, [૬]કર્માશ્રય ત્રણ જેહ. ૧૮
જ્ઞાન કર્મ કર્ત્તા વળી, ગુણ ભેદે ત્રણ પાર્થ,
સાંખ્ય શાસ્ત્રમાં એ કહ્યાં, શુણ તું તેજ યથાર્થ. ૧૯
જેથી જુદા સૌ ભૂતમાં, અજુદો અવ્યય ભાવ,
એકજ દેખે જાણ તે, સાત્વિક જ્ઞાનજ સાવ. ૨૦
[૭]પૃથકપણે, સૌ ભૂતમાં, [૮]પૃથગભાવ બહુ સાર,
જાણે જેણે, પાર્થ તે, રાજસ જ્ઞાનજ ધાર. ૨૧
એક [૯]કાર્યમાં સાનિ સૌ, [૧૦]સક્ત [૧૧]હેતુ વિણ જેહ,
[૧૨]તત્વ શૂન્ય ને [૧૩]અલ્પ, કહ્યું, તામસ જ્ઞાનજ તેહ. ૨૨

---

૧ સંસ્કાર નહિ પામેલી, શાસ્ત્ર જ્ઞાનથી રહિત. ૨ પવિત્ર આત્મા. ૩ દુષ્ટ બુદ્ધિવાળો. ૪ સર્વ ઇંદ્રિયો. ૫ કર્ત્તાએ ઇચ્છેલું. ૬ કર્મ જેથી થાય છે. ૭ જુદાપણે. ૮ જુદો ભાવ. ૯ બનાવેલાં પદાર્થોમાં. ૧૦ આશક્ત. ૧૧ કારણ ૧૨ બ્રહ્મજ્ઞાનથી શૂન્ય. ૧૩ તુચ્છ.

नियतं संगरहितमरागद्वेषतः कृतम् ।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्विकमुच्यते ॥२३॥

यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ।
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥२४॥

अनुबंधं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम् ।
मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यये ॥२५॥

मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्विक उच्यते ॥२६॥

रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ।
हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः ॥२७॥

अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः ।
विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥२८॥

बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ।
प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय ॥२९॥

प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।
बंधं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्विकी ॥३०॥

રાગ દ્વેષ સંગે રહિત, નિત્યજ કર્મ કરાય,
નિષ્કામીયે, પાર્થ જે, સાત્વિક તે કહેવાય. ૨૩

સકામિ વા અહંકારિયે, કર્મ કરાયે જેહ,
બહુ [1]પ્રયાસથી યુક્ત, કહ્યું, રાજસ કર્મજ તેહ. ૨૪

હિંસા ક્ષય સામર્થ્ય વળિ, ભાવી નહિ જોવાય,
મોહથી આરંભાય તે, તામસ કર્મ વદાય. ૨૫

મુક્ત સંગ, [2]ગર્વોક્તિ વિણ, ધૃતિ [3]ઉત્સાહે યુક્ત,
સિદ્ધિ અસિદ્ધીમાંજ સમ, કર્ત્તા સાત્વિક [4]ઉક્ત ૨૬

કર્મ [5]ફલેચ્છૂ [6]રાગિ વળિ, અશુદ્ધ હિંસક લોભિ,
હર્ષ શોકથી યુક્ત, કહે, રાજસ કર્ત્તા [7]ક્ષોભિ. ૨૭

[8]નૈષકૃતિક, શઠ, આળસુ વળિ, [9]પ્રાકૃત, [10]સ્તબ્ધ [11]અયુક્ત,
[12]દીર્ઘસૂત્રિ ને ખેદિ તે, કર્ત્તા તામસ ઉક્ત. ૨૮

ગુણથી ધૃતિ ને બુદ્ધિનો, ભેદજ ત્રણ વિધ સાર,
કહું અશેષ વિવેકથી, અર્જુન તું [13]ઉર ધાર. ૨૯

પ્રવૃત્તિ નિવૃત્તિ ભય અને અભય કાર્ય અકાર્ય જેહ,
બંધ મોક્ષ જાણે વળી, સાત્વિક બુદ્ધિ તેહ. ૩૦

---

૧ મ્હેનત. ૨ અહંકારવાળી વાણી. ૩ ઉદ્યમે. ૪ કહેલ છે. ૫ ફળની ઇચ્છા રાખનાર. ૬ પ્રિતિમાન. ૭ ક્ષોભ પામનાર વિક્ષિપ્ત ૮ પારકાનું અપમાન કરનાર. ૯ અવિવેકી. ૧૦ અનમ્ર. ૧૧ અયોગ્ય. ૧૨ મનસુબા ૧૩ હૃદય.

यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ तामसी ॥३१॥

अधर्मं धर्ममिति या मन्यते तमसा वृता ।
सर्वार्थान् विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥३२॥

धृत्या यया धारयते मनः प्राणेंद्रियक्रियाः ।
योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्विकी ॥३३॥

यया तु धर्मकामार्थान् धृत्यधारयतेऽर्जुन ।
प्रसंगेन फलाकांक्षी धृतिः सा पार्थ राजसी ॥३४॥

यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ।
न विमुंचति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥३५॥

सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ।
अभ्यासाद्रमते यत्र दुःखांतं च निगच्छति ॥३६॥

यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥३७॥

विषयेंद्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥३८॥

જેણે ધર્મ અધર્મ વળિ, કાર્ય અકાર્ય યથાર્થ,
જાણે નહિ, તે બુદ્ધિ છે, રાજસિ બુદ્ધિ પાર્થ. ૩૧

ધર્મનિ પેઠ અધર્મવળિ [1]વિપરીતજ સર્વાર્થ,
માને, [2]તમ [3]છાદીત તે, તામસિ બુદ્ધિ પાર્થ. ૩૨

[4]યોગે [5]અવ્યભિચારિણી, [6]ધૃતિયે પાર્થ કરાય,
ક્રિયા, પ્રાણ મન ઇંદ્રિયનિ, સાત્વિક ધૃતિ કહેવાય. ૩૩

જેણે ધારણ થાય છે, ધર્મ અર્થ ને કામ,
પ્રસંગ પર ફલ [7]ઇચ્છિતું જે, ધૃતિ તે રાજસિ નામ. ૩૪

[8]સ્વપ્ન શોક ભય દુઃખ વળિ, મદ પણ નહિ મૂકાય,
[9]દુષ્ટ બુદ્ધિયે જેથિ, તે, ધૃતિ તામસી મનાય. ૩૫

અર્જુન શુણ મુજથી હવે, સુખ પણ ત્રણ વિધ સાર,
અભ્યાસે જેમાં રમે પામે દુખનો પાર. ૩૬

લાગે વિષસમ પ્રથમ જે, અંતે અમૃત થાય,
આત્મબુદ્ધિથી પ્રાપ્ત તે, સુખ સાત્વિક કહેવાય. ૩૭

[10]વિષયેંદ્રિય [11]સંયોગથી, અમૃત પ્રથમ જણાય,
પરિણામે વિષરૂપ તે, રાજસ સૂખ વદાય. ૩૮

---

૧ ઉલટાં. ૨ અજ્ઞાને. ૩ ઢાંકેલ. ૪ ચિત્તની એકાગ્રહતાવડે. ૫ નિશ્ચયવાળી. ૬ ધૈર્યકરી. ૭ ઇચ્છનાર. ૮ નિદ્રા. ૯ ખરાબ બુદ્ધિવાળા પુરૂષે. ૧૦ વિષય તથા ઇંદ્રિયો. ૧૧ સંબંધ.

यदग्रे चानुबंधे च सुखं मोहनमात्मनः ।
निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥३९॥

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।
सत्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ॥४०॥

ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥४१॥

शमो दमस्तपः शौचं क्षांतिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥४२॥

शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥४३॥

कृषिगोरक्षवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥४४॥

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं यथा विंदति तच्छृणु ॥४५॥

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ॥४६॥

પ્રમાદ આળસ ઉંઘથી, થનારને વળિ જેહ,
[1]ચિતમોહક પછિને પ્રથમ, તામસ સુખ કહ્યું તેહ. ૩૯
એ ત્રણ પ્રકૃતિ ગુણો થકી, રહિતજ એવું કાંઈ,
નથિ સ્વર્ગે દેવો વિષે, નથિ ફરિ ભૂમીમાંઇ. ૪૦

બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ને, શૂદ્રાના અર્જુન,
સ્વાભાવિક ગુણથી કહ્યાં, કર્મ જુદાં તે શૃણ. ૪૧
શમ દમ તપ ને શૌચ્ય વળિ, [2]આર્જવ [3]અસ્તિક ધર્મ,
ક્ષમા જ્ઞાન વિજ્ઞાન એ, સહજ [4]બ્રહ્મનાં કર્મ. ૪૨
શૌર્ય [5]તેજ ધૃતિ [6]નિપુણતા, ઉદારતા [7]પ્રભુ ધર્મ,
યુધથી નહિ હઠવુંજ, એ, સહજ ક્ષત્રિનાં કર્મ. ૪૩
[8]ગોરક્ષા, [9]વાણિજ્ય [10]કૃષિ, સહજ વૈશ્યનાં કર્મ,
સહજ શૂદ્રનું કર્મ તે, જે સેવા રૂપ ધર્મ. ૪૪
[11]અભિરત નિજ નિજ કર્મમાં, નર પામે સંસિદ્ધિ,
શુણ તું તે પામે છે એ, [12]સ્વકર્મરત જેમ સિદ્ધિ. ૪૫
જેથી પ્રવૃત્તિ ભૂતો તણી, જેણે સૌ આ વ્યાપ્ત,
પામે સિદ્ધી પૂજિ તે, સ્વકર્મથી નર [13]આપ્ત. ૪૬

---

૧ ચિત્તને મોહ કરનાર. ૨ સરલતા. ૩ ઇશ્વર ઉપર આસ્તા. ૪ બ્રાહ્મણ. ૫ પ્રૌઢતા. ૬ ડહાપણ ૭ પ્રજાને નિયમમાં રાખવારૂપ ધર્મ. ૮ ગાયોની રક્ષા. ૯ વ્યાપાર. ૧૦ ખેતી. ૧૧ પ્રીતિમાન, લાગેલો. ૧૨ પોતાના કર્મમાં લાગેલો ૧૩ ઇચ્છા પુરી થયેલો, ધરાયેલો.

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥४७॥

सहजं कर्म कौंतेय सदोषमपि न त्यजेत् ।
सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥४८॥

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥४९॥

सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाप्नोति निबोध मे ।
समासेनैव कौंतेय निष्ठा ज्ञानस्य या परा ॥५०॥

बुद्ध्या विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च ।
शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥५१॥

विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।
ध्यानयोगपरोनित्यं वैराग्यं समुपाश्रितः ॥५२॥

अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।
विमुच्य निर्ममः शांतो ब्रह्मभूयाय कल्पते ॥५३॥

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।
समःसर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥५४॥

પર ધર્માચરવા થકી, શ્રેય વિગુણ નિજ ધર્મ,
પાપ ન પામે આચરી, સ્વાભાવિક નિત કર્મ. ૪૭

સહજ કર્મ તજવાં નહીં, જોકે પાર્થ સદોષ,
ધૂમે અગ્નિ પેઠ સૌ, કર્મો નહિજ અદોષ. ૪૮

બુદ્ધિ અપંગ, ઈચ્છા રહિત, સૌમાં જિત મન જેહ,
સંન્યાસે પામે પરમ, [1]નૈષ્કર્મ્ય સિદ્ધી તેહ. ૪૯

પામે સિદ્ધી પ્રાપ્ત જેમ, બ્રહ્મજ, મુજથી શૃણુ,
સંક્ષેપે, જે જ્ઞાનની, નિષ્ઠા પર અર્જુન. ૫૦

રાગ દ્વેષ મૂકી, ત્યજી, વિષયો શબ્દાદીય,
ધૃતિયે મન નિશ્ચલ કરી, યોગી [2]વિશુદ્ધ [3]ધીય. ૫૧

[4]એકાંતી [5]મિત ભોજિ વળિ, વશ મન વાણી દેહ,
આશ્રિત નિત વૈરાગ્યને, ધ્યાન યોગ [6]પર જેહ ૫૨

ક્રોધ [7]પરિગ્રહ [8]દર્પ બળ, અહંકાર ને [9]કામ,
મૂકી બ્રહ્મજ થાય તે, [10]નિર્મમ શાંત [11]અકામ. ૫૩

[12]બ્રહ્મભૂત આનંદિ નહિ, શોચે ઇચ્છે કાંઇ,
પામે, ઉત્તમ ભકત મુજ, સમ થઇ સૌની માંઇ. ૫૪

---

૧ મનથી સર્વ કર્મની નિવૃત્તિરૂપ. ૨ શુદ્ધ. ૩ બુદ્ધિવાળો. ૪ એકાંતવાસી. ૫ થોડું ખાનાર. ૬ તત્પર. ૭ સંસાર. ૮ ઉન્મતપણું. ૯ ઇચ્છા. ૧૦ મમતા રહિત. ૧૧ ઇચ્છા વગરનો. ૧૨ બ્રહ્મનિષ્ઠ.

भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम् ॥५५॥

सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥५६॥

चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।
बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥५७॥

मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।
अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥५८॥

यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।
मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥५९॥

स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥६०॥

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥६१॥

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शांति स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥६२॥

જેવો જે હું, તહને, ભકતીયેજ યથાર્થ,
જાણે, જાણી એમ પછી, પામે મુજને પાર્થ. ૫૫

કર્તાં નિત સૌ કર્મ પણ, જન એ મુજ આશ્રીત,
મુજ પ્રસાદથી મેળવે, નિત પદ નાશ રહીત. ૫૬

અર્પિ મને સૌ કર્મ તું, મનથી, મત્પર સાર,
[1]બુદ્ધિયોગ આશ્રીજ નિત, [2]મચ્ચિત્ત થા નિરધાર. ૫૭

મુજ પ્રસાદથી દુઃખ સૌ, મચ્ચિત્ત થઇજ તરીશ,
પણ ગર્વે ન શુણીશ તો, વિનાશને પામીશ. ૫૮

નહિ લડું કદિ એમ ગર્વથી, જો તું માનિશ સાર,
એ નિશ્ચય મિથ્યા, તને, [3]પ્રકૃતિ [4]યોજશે, ધાર. ૫૯

સ્વાભાવિક નિજ કર્મથી, બાંધેલો તું, જેહ,
ન ઈછે કરવા મોહથી, કરીશ અવશ થઇ તેહ. ૬૦

ઇશ્વર સૌના હૃદયમાં, રહે છે કુંતી સૂત,
ભમાવતાં માયા વડે, [5]યંત્રારૂઢ સૌ ભૂત. ૬૧

કર આશ્રય સૌ ભાવથી, તેનો કુરૂ [6]સત્તમ,
પામિશ તેનિ કૃપાવડે, નિતપદ સુખ ઉત્તમ. ૬૨

---

૧ જ્ઞાનયોગ. ૨ મારા આત્મ સ્વરૂપમાં ચિત્ત રાખનાર. ૩ સ્વભાવ. ૪ જોડશે. ૫ લાકડાની પેઠે શરીરરૂપ યંત્ર ઉપર ચડેલા. ૬ શ્રેષ્ઠ.

इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥६३॥

सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।
इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥६४॥

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥६५॥

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥६६॥

इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥६७॥

य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।
भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥६८॥

न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।
भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥६९॥

अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।
ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥७०॥

કહ્યું ગુપ્તથી ગુપ્ત મેં, જ્ઞાનજ તુજને એમ,
અશેષ વિચારી તે, પછિ, કર તું ઈચ્છે જેમ. ૬૩

સર્વ ગુપ્તમાં ગુપ્ત પૂરિ પરમ વચન મુજ શુણુ,
મુજ અતિ પ્રિય તું, તેથી હું કહું તુજ હિત અર્જૂન. ૬૪

નમ મુજને મુજ ભકત થા, [1]મદ્યજિ ને મત્ચિત્ત,
પામિશ [2]મુજને સત્ય કહું, છો પ્રિય મુજ ખચ્ચિત. ૬૫

સર્વ ધર્મને મૂકિને, કર આશ્રય મુજ એક,
શોચ ન કર હું છોડવિશ, સર્વ પાપથી છેક. ૬૬

મુજ નિંદક સેવા રહિત. અધર્મિ અભકત જેહ,
હોયે તેને નહિ કદી, કહેવું આ કૌંતેય. ૬૭

પણ કહેશે મુજ ભકતને, પરમ ગુપ્ત આ જેહ,
કરિ મુજ ભકિત [3]અસંશયી, પામે મુજને તેહ, ૬૮

મનુષ્યમાં તેથી અધિક, નથિ મુજ પ્રિય કરનાર,
[4]ભૂમાં તેથી અન્ય નથિ, મુજ અતિ પ્રિય થાનાર. ૬૯

ધર્મ્યવાદ આ આપણો, મનુષ્ય ભણશે જેહ,
જ્ઞાનયજ્ઞથી ઇષ્ટ છું, તેણે, મુજ મતિ એહ. ૭૦

---

૧ મારૂં યજન કરનાર. ૨ મારા આત્મ સ્વરૂપને. ૩ નિશ્ચયી.
૪ પૃથ્વિમાં.

श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः ।
सोऽपि मुक्तः शुभाँल्लोकान् प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥७१॥

कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।
कच्चिदज्ञानसंमोहः प्रनष्टस्ते धनंजय ॥७२॥

अर्जुनउवाच ॥

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥७३॥

संजय उवाच

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥७४॥

व्यासप्रसादाच्छ्रुतवानेतद्गुह्यमहं परम् ।
योगं योगेश्वरात्कृष्णात्साक्षात्कथयतः स्वयम् ॥७५॥

राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।
केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥७६॥

શુણે અનિંદક નર કદી, થઇને શ્રદ્ધા યુકત,
પુણ્યવાનના લોક શુભ, પામે થઇ તે મુકત. ૭૧

શું તેં આ સ્થિર ચિત્તથી, સાંભળિયુંજ યથાર્થ,
શું અજ્ઞાની મોહ તુજ, પામ્યો નાશજ પાર્થ. ૭૨

## અર્જુન કહે છે.

ટળ્યો મોહ સ્મૃતિ મેળવિ, આપ પ્રસાદે ઇશ,
નિઃસંદેહ ઉભોજ હું, આપ વચનજ કરીશ. ૭૩

## સંજય કહે છે.

મહા કૃષ્ણને પાર્થનો, રોમ હર્ષક અદ્દભુત,
શુણ્યો મેંજ સંવાદ આ, એમ [1]અંબિકા સૂત. ૭૪

પરમ ગુહ્ય આ જ્ઞાન મેં, વ્યાસ પ્રસાદે શુણ્યું,
યોગેશ્વર હરિથીજ, જે, સાક્ષાત્પોતે ભણ્યું. ૭૫

કૃષ્ણ પાર્થનો વાદ આ, અદ્દભુત પુણ્યજરૂપ,
સંભારિ સંભારિ હું, હર્ષું ફરિ ફરિ [2]ભૂપ. ૭૬

---

૧ અંબિકાના પુત્ર ધૃતરાષ્ટ્ર રાજા. ૨ રાજા

तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।
विस्मयो मे महान् राजन् हृष्यामि च पुनः पुनः ॥७७॥

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयोभूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥७८॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे मोक्षसन्यासोपदेशयोगो नाम
अष्टादशोऽध्यायः ॥१८॥

ॐ शांतिः शांतिः शांतिः

સંભારી તે રૂપ, અતિ, અદ્દ્ભુત હરિનું, રાય,
હર્ષું ફરિ ફરિ ને મને, વિસ્મય મોટો થાય. ૭૭

જ્યાં યોગેશ્વર કૃષ્ણને, પાર્થ ધનુર્ધર જ્યાંય,
[1]વિજય [2]ભૂતિ [3]શ્રી નીતિ [4]ધ્રુવ, મુજ મતિયે છે ત્યાંય. ૭૮




---

૧ વિજય. ૨ ઐશ્વર્ય. ૩ લક્ષ્મી. ૪ નિશ્ચલ.

# श्रीअथाष्टादश श्लोकीगीता प्रारम्यते

॥ श्रीगणेशाय नमः ॥ अर्जुन उवाच ॥

निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥१॥

श्रीभगवानुवाच

योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।
सिद्ध्यसिद्ध्योः समोभुत्वा समत्वं योग उच्यते ॥२॥

कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥३॥

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।
ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥४॥

यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥५॥

युक्ताहार विहारस्य युक्त चेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥६॥

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरंति ते ॥७॥

# અથ અષ્ટાદશ શ્લોકી ગીતા.

### શ્રી ગણેશાય નમઃ અથ ટીકા.

### અર્જુન કહે છે.

હે કેશવ હું જોઉં છું, નિમિત્ત ઉલટાં જેય,
તેથી રણમાં બંધુ હણી, દેખું નહિ કંઈ શ્રેય. ૧

### શ્રી ભગવાન કહે છે.

મૂકિ સંગ રહિ યોગમાં, પાર્થ કર્મ કર સેજ,
સિદ્ધિ અસિદ્ધિ સમ ગણી, સમપણું યોગ કહેજ. ૨

કર્મેન્દ્રિયને વશ કરી, વિષયોને મનમાંય,
કરી યાદ રહે મૂઢ જે, દંભી તે કહેવાય. ૩

શ્રદ્ધાળુ વશ ઇંદ્ર વળી, તત્પર પામે જ્ઞાન,
પામી જ્ઞાન તરતજ પછી, શાંતિ પામે મહાન. ૪

ઇંદ્રિય મન મતિ વશ કરી, મોક્ષ પરાયણ યુકત,
રાગ ક્રોધ ભય રહિત જે, સદાય છે તે મુકત. ૫

વિહાર કર્મ ચેષ્ટા વળિ, અહાર સ્વપ્ન જાગર્ણ,
નિયમિત જેનાં તેમને, થાય યોગ દુઃખ હર્ણ. ૬

માયા મુજ ગુણિ દૈવિએ, દુઃખે કરી તરાય,
પણ ભજે છે મુજનેજ જે, તે એને તરી જાય. ૭

अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छंति ब्रह्म ब्रह्मविदो जनाः ॥८॥

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥९॥

यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।
असंमूढः स मर्त्येषु सर्व पापैः प्रमुच्यते ॥१०॥

मत्कर्म कृन्मत्परमो मद्भक्तः संगवर्जितः ।
निर्वैरः सर्वभुतेषु यः स मामेति पांडव ॥११॥

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छांतिरनंतरम् ॥१२॥

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥१३॥

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते
स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥१४॥

निर्मानमोहा जितसंगदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः
द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छंत्यमूढाः पदमव्ययं तत् ॥१५॥

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥१६॥

અર્ચિ દિવસ સુદ પક્ષને, ઉતરાયણમાં સાર,
જનાર બ્રહ્મજ થાય તે, બ્રહ્મવીદ જન ધાર. ૮

દુરાચારિ પણ હોય જે, ભકત મને ભજનાર,
સાધુ તે વળી જાણવો, સમ્યક નિશ્ચયિ સાર. ૯

અજ અનાદિ ઇશ લોકનો, જાણે મુજને જેહ,
મનુષ્યમાં સૌ પાપથી, છૂટે મોહ વિણ તેહ. ૧૦

મત્કર્મી મત્પરમ મુજ, ભકત સંગ વિણ જેહ,
રહિત વૈર સૌ પ્રાણીમાં, પામે મુજને તેહ. ૧૧

શ્રેય જ્ઞાન અભ્યાસથી, તેથી ધ્યાનજ શ્રેય,
ત્યાગ કર્મફળ તેથી પછી, શાંતિ તેથી કૌંતેય. ૧૨

સર્વ ક્ષેત્રમાં પાર્થ હું, ક્ષેત્રજ્ઞજ એમ જાણ,
એ બન્નેનું જ્ઞાન તે, મુજ મતથી છે જ્ઞાન. ૧૩

ભજે છે મુજને જે વળી, દૃઢ ભકિતએ સાર,
ઉલ્લંઘી ગુણ થાય તે, મોક્ષ યોગ્ય નિરધાર. ૧૪

અમૂઢને દુઃખ સુખેજ મુકત, અધ્યાત્મિને કામ થકી વિમુકત.
નિર્માન મોહિજિત સંગ જેઓ, પામે અનાશી પદનેજ તેઓ.

મૂકિ શાસ્ત્ર વિધિ આચરે, કર્મ ઇચ્છાથી જેહ,
પામે નહિ સુખ સિદ્ધિ વળી, નહિ પરગતિ પણ તેહ. ૧૬

मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः
भावसंशुद्धिरित्येतत् तपो मानसमुच्यते ॥१७॥

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिस्यामि मा शुचः ॥१८॥

गीतासारंमिदंपुण्यं यः पठेत्सु समाहितः
विष्णुलोक मवाप्नोति भय शोक विनाशनम् ॥१९॥

॥ इतिश्रीवेदव्यासविरचिताऽष्टादशश्लोकीगीतासंपूर्णा ॥

॥ श्रीकृष्णार्पणमस्तु ॥



મન નિર્મળ અક્રુરતા માન આત્મવશ સાર,
અકપટતા કહેવાય એ, માનસ તપ નિરધાર, ૧૭

સર્વ ધર્મને મૂકીને, કર આશ્રય મુજ એક,
શોચમાં કર હું છોડવીશ, સર્વ પાપથી છેક. ૧૮

ગીતાના આ સારને પાળે ધારી જેહ,
વિષ્ણુલોક અનુભવ કરે, વિશોક પદનો તેહ. ૧૯

**શ્રી વેદવ્યાસની બનાવેલી અઢાર શ્લોકની**
**ગીતા સંપૂર્ણ.**



॥ अथसप्तश्लोकीगीता ॥ श्रीगणेशाय नमः ॥

॥ श्रीभगवानुवाच ॥

ॐमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥१॥

॥ अर्जुन उवाच ॥

स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्यनुरज्यते च ।
रक्षांसिभीतानि दिशो द्रवंति सर्वे नमस्यंति च सिद्धसंघाः २

॥ श्रीभगवानुवाच ॥

सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥३॥

कविं पुराण मनुशासितारम् अणोरणीयां समनुस्मरेद्यः ।
सर्वस्य धातारमचिंत्यरुपम् आदित्यवर्णं तमसः परस्तात ॥४॥

ऊर्ध्वमूलमधः शाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छंदांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥५॥

# અથ સપ્તશ્લોકી ગીતા.



## શ્રી ગણેશાય નમઃ અથ ટીકા.

### શ્રી ભગવાન કહે છે

ૐ એકાક્ષર બ્રહ્મને, ઉચરી સ્મરીને જેહ,
મૂકી દેહને જાય છે, પરગતિ પામે તેહ. ૧

### અર્જુન કહે છે

છે યુકત દેવા તમ કીર્તને જે, રાજીજ પ્રેમી જગ આ બને તે,
બીધેલ જે રાક્ષસ ભાગી જાય, સિદ્ધો બધા જે નમતાજ થાય.

### શ્રી ભગવાન કહે છે

હસ્ત પાદ શિર આંખને, કાનવાન ચોફેર.
વીંટિ રહ્યું સૌનેજ તે, મૂખવાન સૌમેર. ૩

ચિંતેજ જે એ કવિને પુરાણ, શાસ્તા તથા સુક્ષ્મ અતિજ જાણ,
સૌનેજ ધાતા નહિ ચિંત્ય રૂપ, અજ્ઞાનથી દૂર રવિ સ્વરૂપ. ૪

મૂળ ઉચું શાખા નીચી, નાશિ અનાશિ કેહ,
વેદપાન જાણેજ એ, વૃક્ષ વેદ વિદ તેહ. ૫

सर्वस्य चाहं हृदि सन्निविष्टो मत्तः स्मृतिर्ज्ञान मपोहनं च ।
वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदांतकृद्वेदविदेव चाहम् ॥६॥

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥७॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णाऽर्जुन संवादे सप्तश्लोकी गीता संपूर्णा ॥



છું હું બધાનાં હૃદયો વિષેજ, હુંથી સ્મૃતિ જ્ઞાન થઇ ટળેજ,
છું વેદ્ય હું સૌ નિગમેજ સાર, વેદાંત કૃત્વેદજ જાણનાર. ૬

થા મન્મન મુજ ભકત થા, મદ્યજિ નમ મુજનેજ,
થઈ મત્પર મન જોડીને, પામિશ તુંજ મનેજ. ૭

**શ્રી સપ્તશ્લોકી ગીતા સંપૂર્ણ.**



# એક શ્લોકી ગીતા.

૧વૈરાગ્યોદ્ભવ ૨જ્ઞાન ૩કર્મ ૪સુમતી, ૫મન્ન્યાસ ૬યોગક્રિયા,
૭તત્પદ ૮બ્રહ્મસમીપ ૯વિજ્ઞપદ્દવી, ૧૦ઐશ્વર્ય ૧૧વૈરાટતા.
૧૨ભકિત ૧૩ક્ષેત્રવિશુદ્ધતા ૧૪ગુણત્રયી, ૧૫પુરૂષોત્તમદર્શન,
૧૬દૈવાસુર વિભાગ ૧૭શ્રદ્ધત્રયને, ૧૮સંન્યાસ અષ્ટાદશ. ૧

ઉપર આંકડા મૂકયા પ્રમાણે દરેક અધ્યાયનો વિષય ક્રમવાર દર્શક આ **એક શ્લોકી ગીતા** બની છે, અર્જુનના હૃદયમાં વૈરાગ્યનો ઉદય થવો એ પ્રથમાધ્યાયનો વિષય છે. વૈરાગ્ય વિના જ્ઞાન કર્મ કે ભકિતનો અધિકાર પ્રાપ્ત થતો નથી મનનો એ સ્વભાવજ છે કે એકમાં વિરકિત (વિષાદ) વૈરાગ્ય પામ્યા વિના બીજામાં મન આશકત થતું નથી. માટે વિષાદથી અધિકાર સિદ્ધ થતાં પરમ તત્વજ્ઞાન જે સાંખ્ય અને યોગ તેનો ઉપદેશ ભગવાને કીધો આ ઉપદેશ યથાર્થ હૃદયમાં ન ઠસવાથી અર્જુને શિષ્ય વૃતિ ધારણ કરી પોતાના સંશયો ભગવાનને પૂછ્યા. સંશયનું છેદન કરવું એ ગુરૂનું કર્તવ્ય પરમાત્મા શ્રી કૃષ્ણે જે કર્યું તેનાજ બાકીના ૧૬ અધ્યાયો છે એ વાત સુક્ષ્મ દ્રષ્ટિથી અવલોકન કરતાં જણાઈ આવશે અને તે વૈરાગ્યથી થતા શોકનું નિવારણ કરી તેને ઠામે આનંદનો આવિર્ભાવ કરી કર્મજ્ઞાનને ઉપાસનામાં મુમુક્ષુઓને રોકવા એજ આ લઘુભકિત શાસ્ત્રનું પરમ ફળ છે.

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥
॥ ॐ शांतिः शांतिः शांतिः ॥

॥ श्रीगणेशाय नमः ॥

॥ श्रीगोपालकृष्णाय नमः ॥

# ॥ अथ गीता माहात्म्य प्रारंभः ॥

॥ धरोवाच ॥

भगवन्परमेशान भक्तिरव्यभिचारिणी ।
प्रारब्धं भुज्यमानस्य कथं भवति हे प्रभो ॥१॥

॥ विष्णुरुवाच ॥

प्रारब्धं भुज्यमानो हि गीताभ्यासरतः सदा ।
स मुक्तः स सुखी लोके कर्मणा नोपलिप्यते ॥२॥

महापापादिपापानि गीताध्यानं करोति चेत् ।
क्वचित्स्पर्शं न कुर्वंति नलिनीदलमंबुवत् ॥३॥

गीतायाः पुस्तकं यत्र यत्र पाठः प्रवर्तते ।
तत्र सर्वाणि तीर्थानि प्रयागादीनि तत्र वै ॥४॥

सर्वे देवाश्च ऋषयो योगिनः पन्नगाश्च ये ।
गोपाला गोपिका वापि नारदोद्धवपार्षदैः ॥५॥

# અથ શ્રી ગીતા માહાત્મ્ય પ્રારંભ.

શ્રી ગણેશાય નમઃ  શ્રી ગોપાલ કૃષ્ણાય નમઃ

## પૃથ્વી દેવી પુછે છેઃ—

પ્રારબ્ધ ભોગવનારને, અનન્ય ભક્તિ જેહ
કેમ કરીને ઉપજે, મુજને હરિ કહો તેહ  ૧

## શ્રી વિષ્ણુ ભગવાન બોલ્યાઃ—

ભોગી સદા પ્રારબ્ધનો, ગીતાભ્યાસી હોય.
સુખી મુક્ત છે સર્વદા, કર્મ ન લેપે કોય.  ૨

ગીતા ધ્યાન કરનારને, પાપ ન સ્પર્શે લેશ.
જેમ પદ્મિનિ દલવિષે, થાય ન નીર પ્રવેશ.  ૩

જે ઘરમાં ગીતા વસે, પુસ્તક પાઠ કરંત,
સર્વે તીરથ ત્યાં રહે, પ્રયાગાદિ અનંત,  ૪

ઋષિ દેવ સૌ યોગીજન, પન્નગ ગોપી ગ્વાલ,
નારદ ઉદ્ધવ પાર્ષદ, ત્યાં વસે નંદલાલ.  ૫

सहायो जायते शीघ्रं यत्र गीता प्रवर्तते ।
यत्र गीताविचारश्च पठनं पाठनं श्रुतम् ।
तत्राहं निश्चितं पृथ्वि निवसामि सदैव हि ॥६॥

गीताश्रयेऽहं तिष्ठामि गीता मे चोत्तमं गृहम् ।
गीताज्ञानमुपाश्रित्य त्रीँल्लोकान्पालयाम्यहम् ॥७॥

गीता मे परमा विद्या ब्रह्मरूपा न संशयः ।
अर्धमात्राक्षरा नित्या स्वानिर्वाच्यपदात्मिका ॥८॥

चिदानंदेन कृष्णेन प्रोक्ता स्वमुखतोऽर्जुन ।
वेदत्रयी परानंदा तत्त्वार्थज्ञानसंयुता ॥९॥

योऽष्टादशजपो नित्यं नरो निश्चलमानसः ।
ज्ञानसिद्धिं स लभते ततो याति परं पदम् ॥१०॥

पाठेऽसमर्थः संपूर्णे ततोऽर्धं पाठमाचरेत् ।
तदा गोदानजं पुण्यं लभते नात्र संशयः ॥११॥

त्रिभागं पठमानस्तु गंगास्नानफलं लभेत् ।
षडंशं जपमानस्तु सोमयागफलं लभेत् ॥१२॥

સહાય તરત આવી મળે, જ્યાં ગીતાનો વાસ.
વાંચે શીખે(ને) સાંભળે, ત્યાં વસુ દીનરાત. ૬

રહું ગીતાને આશ્રયે, ઉત્તમ મુજ ગૃહવાસ;
ગીતાનો આશ્રય કરી, કરૂં લોક ત્રયપાલ. ૭

ગીતા મુજ પરમ વિદ્યા, બ્રહ્મ રૂપજ એહ;
અર્ધમાત્રા અવિનાશીને, નિત્ય ગૂઢ વળી તેહ. ૮

ચિદાનંદ શ્રી કૃષ્ણથી, અર્જુન સાંભળનાર,
વેદત્રયી આનંદમય, તત્વ જ્ઞાનનો સાર. ૯

અષ્ટાદશ અધ્યાયનો, નિત્ય કરે જે જાપ;
મોક્ષ જ્ઞાન સિદ્ધિ મળે, ભસ્મ થાય સૌ પાપ. ૧૦

અશક્ત જો પુરણ વિષે, અર્ધો કરે નિદાન;
ગૌદાનના પુણ્યસમ, પામે પદ નિર્વાણ. ૧૧

ત્રિજે હિસ્સે પાઠનું, ગંગા સ્નાન સમાન;
છઠ્ઠે ભાગે પાઠ કરે, સોમયજ્ઞ પરમાણ. ૧૨

एकाध्यायं तु यो नित्यं पठते भक्तिसंयुतः ।
रुद्रलोकमवाप्नोति गणो भूत्वा वसेच्चिरम् ॥१३॥
अध्यायं श्लोकपादं वा नित्यं यः पठते नरः ।
स याति नरतां यावन्मन्वंतरं वसुंधरे ॥१४॥
गीतायाः श्लोकदशकं सप्त पंच चतुष्टयम् ।
द्वौ त्रीनेकं तदर्धं वा श्लोकानां यः पठेन्नरः ॥१५॥
चंद्रलोकमवाप्नोति वर्षाणामयुतं ध्रुवम् ।
गीता पाठ समायुक्तो मृतो मानुषतां व्रजेत् ॥१६॥
गीताभ्यासं पुनः कृत्वा लभते मुक्तिमुत्तमाम् ।
गीतेत्युच्चार संयुक्तो म्रियमाणो गतिं लभेत् ॥१७॥
गीतार्थ श्रवणासक्तो महापाप युतोऽपि वा ।
वैकुंठं समवाप्नोति विष्णुना सह मोदते ॥१८॥
गीतार्थं ध्यायते नित्यं कृत्वा कर्माणि भूरिशः ।
जीवन्मुक्तः स विज्ञेयो देहांते परमं पदम् ॥१९॥

એક અધ્યાય પઠન કરે, નિત્ય ભક્તિ સંયુક્ત;
ગણ સ્વરૂપે તે બને, રૂદ્રલોકમાં મુક્ત. ૧૩

શ્લોકપાદ અધ્યાય જો, નિત્ય ભણે નર કોય;
એક મનુના રાજ્યતક, નરતન ધારી હોય. ૧૪

આ ગીતાના શ્લોક દશ, સાત પાંચ કે ચાર;
બે ત્રણ એક અર્ધ વા, નિત્ય પઢે સુવિચાર. ૧૫

ચંદ્રલોકમાં તે વસે, સંવત દસ હજાર;
ગીતાપાઠ કરતાં મરે, પામે મનુષ્ય અવતાર. ૧૬

પુનઃ ગીતા અભ્યાસથી, ઉત્તમ મુક્તિ લહંત;
મરણ સમે ગીતા વદે, તે જીવ મુક્ત કહંત, ૧૭

ગીતા અર્થનો ઉત્સુકી, મહાપાપી કદી હોયઃ
પામે તે વૈકુંઠને, વિષ્ણુ સાથે સ્હોય. ૧૮

સકળ કર્મ કરતાં રહે, અર્થ ગીતાનું ધ્યાન;
જીવનમુક્ત તે જાણીએ, અંત પરં પદ માન. ૧૯

गीतामाश्रित्य बहवो भूभुजो जनकादयः
निर्धूतकल्मषा लोके गीता याताः परंपदम् ॥२०॥

गीतायाः पठनं कृत्वा माहात्म्यं नैव यः पठेत्
वृथा पाठो भवेत्तस्य श्रम एव ह्युदाहृतः ॥२१॥

एतन्माहात्म्य संयुक्तं गीताभ्यासं करोति यः
स तत्फलमवाप्नोति दुर्लभां गतिमाप्नुयात ॥२२॥

॥ सूतउवाच ॥

माहात्म्यमेतद्गीताया मया प्रोक्तं सनातनम् ।
गीतांते च पठेद्यस्तु यदुक्तं तत्फलं लभेत् ॥२३॥

इति श्रीवाराहपुराणे श्री गीतामाहात्म्य संपूर्णम् ॥



ગીતાના આશ્રિત બની, જનકાદિક બહુ ભુપ;
પાપતજી પામ્યા પરમપદ, થયા બ્રહ્મ સ્વરૂપ. ૨૦

ગીતાપાઠ કરે સદા, વિણ મહાત્મ્ય અધ્યાય;
ફળ નવ પામે પાઠનું, શ્રમજ મિથ્યા જાય. ૨૧

આ માહાત્મ્ય સંયુક્ત જે, કરે ગીતાનો પાઠ;
તે દુર્લભ ફળ મેળવે, વિચરે સુગતિ વાટ. ૨૨

**સુત કહે છેઃ—**

આ માહાત્મ્ય ગીતાતણું, મેં કહ્યું અનાદિ જે;
ઉપર કહ્યું ફળ મેળવે, પઢે ગીતાંતે તે. ૨૩

**ઇતિ શ્રી વારાહ પુરાણે ગીતા માહાત્મ્ય સંપૂર્ણ.**



# शुद्धिपत्र

| પૃષ્ઠાંક | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ४ | ११ | संजनयन् | संजयन् |
| ६ | ९ | व्यदारत | व्यदारत् |
| ८ | ४ | युद्धे | युद्धे |
| ८ | ७ | महीक्षिताम् | महीक्षिताम् |
| १२ | ४ | त्वै | हत्वै |
| ૧૩ | ૧ | ઇછું | ઇચ્છું |
| १८ | ४ | शिश्य | शिष्य |
| १८ | ५ | यच्छ्लोक | च्छ्लोक |
| २० | १ | योवनं | यौवनं |
| २६ | १४ | बुद्ध्ययो | बुद्ध्यो |
| ૪૧ | | કમ | કર્મ |
| ४२ | १४ | परमान्पोति | परमाप्नोति |
| ४६ | ८ | ज्वराः | ज्वरः |
| ५६ | ४ | मोक्षसे | मोक्ष्यसे |
| ૭૭ | ૧ | ાચત્ત | ચિત્ત |
| १०० | ६ | न्पु | प्नु |

| | | | |
|---|---|---|---|
| १०० | १० | सरस्त्रां | सहस्त्रां |
| १०० | १८ | व्यक्तः | व्यक्तयः |
| ૧૦૩ | ૧૨ | કમ | કર્મ |
| ૧૦૫ | ૨ | સવ | સર્વ |
| ११० | ११ | यज्ञे | यज्ञै |
| ११२ | ४ | येऽपि | तेऽपि |
| १३० | ५ | एतम | एत्वम |
| १३२ | ८ | दिव्यानेका | दिव्यानेको |
| १४२ | ११ | इर्त्यजुन | इत्यर्जुनं |
| १५० | ५ | मानात्पमानयो | मानापमानयोः |
| १५४ | १६ | दूंरस्थं | दूरस्थं |
| १७८ | २ | आदुः | आहुः |
| ૧૯૯ | ૭ | ગર્વેકિત | ગર્વોકિત |
| ૨૦૩ | ૫ | શુદ્રોના | શુદ્રોનાં |
| २०८ | ४ | दृढमिति | दृढामिति |
| ११४ | ७ | भुत्वा | भूत्वा |
| ૨૧૭ | ૮ | સા | સૌ |
| ૨૧૯ | ૧ | માન | મૌન |
| ૨૨૧ | ૩ | છે | છે |



ૐ શ્રી ગણેશાય નમઃ

# શ્રીમદ્ ભગવદ્ગીતાના અગાઉથી ગ્રાહક થનાર ગૃહસ્થોનાં મુબારક નામ



| | |
|---|---|
| રા. રા. ગૌરીશંકર મથુરભાઇ પંડ્યા | નદીસર |
| રા. રા. જયદેવરામ પીતામ્બર પાઠક | ,, |
| રા. રા. બહેચરભાઇ બાપુભાઇ પટેલ | ,, |
| રા. રા. હીરાલાલ ચુનીલાલ શેઠ | ,, |
| રા. રા. ગીરધર હરીભાઇ મહેતા | ,, |
| રા. રા. મુળચંદ ગીરધરલાલ શાહ | ,, |
| રા. રા. મણીલાલ મોહનલાલ શાહ | ,, |
| રા. રા. સાલમસિંગ જસુભાઇ લાકોડ | ,, |
| રા. રા. મગનલાલ શંકરભાઇ પંચાળ | ,, |
| રા. રા. મગનલાલ પીતામ્બર દરજી | ,, |
| રા. રા. શનાભાઇ જોરભાઇ પટેલ | ,, |
| રા. રા. રતીલાલ મગનલાલ ઠાકોર | ,, |
| રા. રા. ક્ષીરપાશંકર દાજીરામ પંડ્યા | ,, |
| રા. રા. ચંદુલાલ મોહનલાલ દેસાઇ | ,, |
| રા. રા. જોયતારામ જેઠારામ પુરોહિત | ,, |
| રા. રા. મનસુખરામ ગીરધરલાલ પંડ્યા | ,, |
| રા. રા. જયશંકર દાજીરામ પંડ્યા | ,, |
| રા. રા. પુરૂષોતમ જેઠારામ પુરોહિત | ,, |

રા. રા. સાલમસિંગ મૂળજીભાઇ લાકોડ ,,
રા. રા. રેવાશંકર હાજીરામ પંડયા ,,
રા. રા. રતીલાલ સોમેશ્વર પંડયા ,,
રા. રા. મગનલાલ રણછોડ પંડયા ,,
રા. રા. રેવાશંકર તુળજારામ પુરોહિત ,,
રા. રા. અંબાલાલ પુંજારામ રાવળ ,,
રા. રા. કાળુસિંગ કોદરભાઇ રાઠોડ ,,
રા. રા. સોમાભાઇ કોદરભાઇ લાકોડ ,,
રા. રા. સલતાનસિંગ ચંદુભાઇ લાકોડ ,,
રા. રા. કોદરભાઇ મોતીલાલ શાહ ,,
રા. રા. ચંદુલાલ લલ્લુભાઇ શાહ ,,
રા. રા. હીરાલાલ રણછોડદાસ મહેતા ,,
રા. રા. માંજીલાલ વલ્લવદાસ દેસાઇ ,,
રા. રા. ચુનીલાલ છોટાલાલ દેસાઇ ,,
રા. રા. મથુરભાઇ મોતીલાલ શાહ ,,
રા. રા. મગનલાલ મોતીલાલ શાહ નદીસર,
રા, રા. સાંકળચંદ પ્રાણલાલ દેસાઇ. ,,
રા. રા, અંબાલાલ મથુરભાઇ શાહ, ,,
રા. રા. ચંદુલાલ ચુનીલાલ દેસાઇ. ,,
રા. રા. કાંતિલાલ ચુનીલાલ દેસાઈ. ,,
રા રા. સોમાભાઇ કેશવભાઇ કુંભારભગત. ,,
રા. રા. ધુળાભાઇ કોયાભાઇ માસ્તર. ,,
રા. રા. સોમાભાઇ ભીખાભાઇ માસ્તર નદીસર.
રા. રા. ભુદરભાઇ ચમરાભાઇ ચામુંડા માતાના પુજારી. ,,
રા રા. ભુદરભાઇ કાળીદાસ પંચાળ. ગોધરા

| | |
|---|---|
| રા. રા. મણીલાલ છગનલાલ દેસાઇ. | ગોધરા. |
| રા. રા. ચતુરભાઇ શામળભાઇ પટેલ. | વડથલ. |
| રા. રા. મકનભાઇ નાથાભાઇ પટેલ. | રાજનગર |
| રા. રા. કીશોરભાઇ શંકરભાઇ પટેલ. | સમડાતલાવ. |
| રા. રા. લલ્લુભાઇ શંકરભાઇ પટેલ. | ” |
| રા. રા. અંબાલાલ નાથજીભાઇ પટેલ. | ટીંબા. |
| રા. રા. જીવરામ છગનલાલ પંડયા. | ” |
| રા. રા. ફુલાભાઇ હિમ્મતસિંગ ઠાકોર. | ” |
| રા. રા. રણછોડભાઇ રાયજીભાઇ પટેલ. | નડા. |
| રા. રા. મગનલાલ મથુરભાઇ મજમુંનદાર કારભારી. | મેવલી, |
| રા. રા. કાંતિલાલ રેવાશંકર જોષી. | ” |
| રા. રા. છોટાલાલ નરોત્તમ. | ” |
| રા. રા. ગીરજાશંકર દાજીભાઇ જોષી. | વાંઘોડીયા. |
| રા. રા. ચંદુલાલ ચુનીલાલ પાઠક. | ” |
| રા. રા. નર્મદાશંકર પુરૂષોત્તમ પાઠક. | ” |
| રા. રા. ચીમનલાલ મોતીલાલ જોષી. | ” |
| રા. રા. નાગજીભાઇ નાથાભાઇ. | ગુલાબપુરા. |
| રા. રા, ચતુરભાઇ ડાભઇ. | ” |
| રા. રા. શનાભાઇ પ્રભુદાસ પટેલ. | નાવલી, |
| રા. રા. શંકરલાલ કૃષ્ણલાલ મહેતા. | ડભોઇ. |
| રા, રા. ભક્તિભાઈ કાભઇભાઇ પટેલ. | પાંચદેવડા. |
| રા. રા. દેસાઇભાઇ અમથાભાઇ પટેલ | ભાવનગરપુરા. |
| રા. રા. મંગળભાઇ સોમેશ્વર ત્રિવેદી. | લસુંદ્રા. |

રા, રા. ભીમસિંગબાવા રામસિંગબાવા રણા. ભીસોડીયા.
રા. રા. અંબાલાલ ગણપતરામ પાઠક. ,,
રા. રા. રામશંકર છગનલાલ વ્યાસ રામપુરા
રા. રા અંબાલાલ પુરૂષોતમ વ્યાસ રામપુરા
રા. રા. ત્રીભોવન ભગવાનજી પંડ્યા સાંઢાસાલ
રા. રા. મણીશંકર ભગવાનજી પંડ્યા સાંઢાસાલ
રા. રા. મહારાજ ચેતનદાસજી રણછોડજીના મંદીરમાં લુણાવાડા
રા. રા. રસીકલાલ છોટાલાંલ અમદાવાદ
રા. રા. મંગળદાસ હરીવલ્લવદાસ ,,
રા. રા. વાડીલાલ મોહનલાલ ,,
રા. રા. રમણલાલ છગનલાલ ,,
રા. રા. હરીલાલ વીઠલદાસ શાહ ,,
રા. રા. રણછોડલાલ પુરૂષોતમદાસ શાહ ,,
રા. રા. પોપટલાલ ચુનીલાલ શાક ,,
રા. રા. ડાહ્યાભાઇ ઘેલાભાઇ પંડ્યા ,,
રા. રા. મગનલાલ માંજીલાલ મહેતા ,,
રા. રા. ચંદુલાલ મગનલાલ મહેતા ,,
રા. રા. રસીકલાલ હીરાલાલ મહેતા ,,
રા. રા. ભોગીલાલ ડાહ્યાભાઇ શાહ ,,
રા. રા. હરેશ વિનાયકરાવ મહેતા ,,
રા. રા. કોદરલાલ ભોંગીલાલ પરિખ. વાડાશીનોર.
રા. રા. વલ્લવદાસ નાથજી દફતરી. ,,
રા. રા. ગોકલદાસ દ્વારકાંદાસ તલાટી. વકીલ. નડીયાદ.
રા. રા. સેવકલાલ રતનલાલ દેસાઇ વકીલ. ,,

| | |
|---|---|
| રા. રા. નિરંજનરાય માણેકલાલ પંડયા. | ઉમરેઠ. |
| રા. રા. ગૌરીશંકર જેઠારામ. | શહેરા. |
| રા. રા. બદ્રીનાથ આત્મારામ શુકલ. | ,, |
| રા. રા. ભવાનીશંકર મોતીરામ પુરોહિત. | કાંકણપુર. |
| રા. રા. જીવણલાલ શીવલાલ ફડીયા. | કઠલાલ. |
| રા, રા. છોટાલાલ ઉત્તમરામ જોષી. શારદાપીઠ પુરોહિત ડાકોર. | |
| રા. રા. ઝવેરભાઇ ઇશ્વરભાઇ પટેલ પાનવાળા. | વડોદરા. |
| રા. રા. ભીમજી ગોપાલ ઠક્કર બાબરાવાળા. | ખંભાત |
| રા. રા. હરીલાલ કાળીદાસ ભગત. | દેવા. |
| રા. રા, લલ્લુભાઇ ત્રીકમભાઇ બારીઆ. | ઉમલાવ |
| રા, રા. શંકરભાઇ બેચરભાઇ પટેલ. | ફીણાવ. |
| રા. રા. અમથાલાલ કેવળદાસ દલવાડી. | ટીંબા. |
| રા. રા. ગોકલદાસ હરગોવનદાસ પટેલ. | લીમડી-પાંડુ |

સદરહુ પુસ્તક વહેંચનાર-ધર્માદા સંસ્થાઓને-ઇનામ માટે તેમજ લાયબ્રેરીઓને પોણી કીંમતે આપવામાં આવશે. એક સામટી પચીસ નકલ લેનારને પણ પોણી કીંમતે મળશે.

**પ્રસિદ્ધ કર્તા.**



# સદરહુ પુસ્તક મળવાનાં ઠેકાણાં:—



મુખ્ય વેચનાર:—

**બુકસેલર પ્રાણશંકર મથુરભાઇ**

બજારમાં મુ.—**ડાકોર**

**બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**

ત્રણ દરવાજા—**અમદાવાદ**

**બુકસેલર રણછોડલાલ મોતીલાલ શાહ**

રીચીરોડ—**અમદાવાદ**

**બુકસેલર સાકરલાલ બુલાખીદાસ**

બાલા હનુમાન—**અમદાવાદ**

**બુકસેલર પુરૂષોત્તમ ગીગાભાઈ**

શરાફ બજાર—**ભાવનગર**

**બુકસેલર ભગવાનદાસ દેવશી**

શરાફ બજાર—**ભાવનગર**

**બુકસેલર મનસુખરામ રણછોડ**

બજારમાં મુ.—**ડાકોર**